સામાજીક-નવલકથા

# વિનોદીની

અને

# કમલિની



અનુવાદક:

ગોર. અંબાલાલ છગનલાલ લહેરા.

( આનામાળા સિરીઝોના લેખક. )

સામાજીક નવલકથા સિરીઝ ૧ લી.

# વિનોદિની અને કમલિની

પ્રયોજક અને પ્રકાશક,
ગોર-અંબાલાલ છગનલાલ બ્હેરા.
શીકા ( સ્ટેટ, ઈડર-મહિકાંઠા )

સંસાર દર્શન, રાણી દુર્ગાવતી સવિતા, સુશિલા, વિગેરેના
કર્ત્તા અને આનામાળા સીરીઝોનો લેખક.

વિક્રમાબ્દ ૧૯૭૫. પ્રત ૬૨૫. ખ્રિસ્તાબ્દ ૧૯૧૯.

અમદાવાદ—શાહપુર નવી પોળમાં-" શ્રી પ્રજાહિતાર્થ
મુદ્રાલય " પ્રેસમાં પટેલ. ડાહ્યાભાઈ દલપતરામે છાપી.



કીમત ફકત ૦—૧૦—૦ દસ આના.
પ્રથમાવૃત્તિ.

# પ્રસ્તાવના.

પ્રસ્તુત નવલકથા હિંદીનો અનુવાદ છે હિંદીમાં બંગાલના સુપ્રસિદ્ધ લેખક; દામોદર બંદોપાધ્યાયેનુ આ પુસ્તક લખેલુ હતું. એ પછી મેં તેનો અનુવાદ કરેલો છે નિતિના વાચનનો એમાં અંશપણ નથી. તોપણ વ્યવહારિક " સાંસારિક-સામાજીક " વિષયોથી પરિપૂર્ણ છે. એનું વાંચન ઉત્તમ છે-શ્રૃંગાર લાલિત્ય. અક્ષરશ લખવામાં આવ્યું છે. એમાં પણ " ગુજરાતી પંચ " ના અધિપતી રા. રા. સોમાલાલ મંગળદાસ શાહ. એઓએ એક પ્રકરણમાં ચાર પાંચ ભૂલો કહાડી હતી. ને મ્હને શબ્દકોષ જોવાને કહ્યું; હુ બહેરોછું. એટલે શબ્દકોષ શુંછે ? તે હુ જાણુતો નથી. એ પછી મેં એ પુસ્તકની શોધ ખોળ કરી, તો ત્યાં ઓફીસમાંજ મળી આવ્યું હતું. કે જે પુસ્તક મ્હોટી અંગ્રેજી ડીકશનરી જેવડુ છે, અને ત્હેમાં અંગ્રેજી શબ્દોની માફક ગુજરાતી શબ્દ કોષ છે સુદક્ષ વાચકો! હુ લેખક તદન બ્હેરો છું મ્હારા બ્હેરા સબંધીની હકીકત એવી છે જે પાંચ વર્ષ થયાં મારી આ હાલત થઈ ગઇછે. ભવિષ્યમાં પણ કાન સારા થવા સંભવજ નથી. એટલે મ્હને ઇસારાથી અથવા હાથમાં લખી બતાવવાથીજ સમજણ પડેછે આવા આકસ્મિક સંજોગોથી શરિરની હાલત " પ્રકૃતિ " પણ તદન અનુકુળ " યોગ્ય " ન્હેતી નથી ફકત-આધાર માત્ર કલમ ઉપરજ છે. તેમાંપણ-સુદક્ષ-વાંચકો-અને મારાપર દયાદીલસોજી ધરાવતા આત્મીય મીત્રો, અન્ય લેખક બંન્ધુઓ, અને ઉદાર ગૃહસ્થો, મારા પુસ્તકોનો આદરણીય સત્કાર કરનાર ગ્રાહક મહાશયો, નો હું અંતઃકરણપૂર્વક આભાર માનુછું. હું " આનામાળા સિરીઝો " નો લેખક છું કે જે સિરીઝો મારા તરફથી મહિને બે મહિને બહાર પડે છે. ( મારા તરફથી બહાર પડેલી આનામાળા સીરીઝોની જાહેર ખબર છેલ્લે પાને વાંચો. )

લેખક તરીકેની મૂળ શક્તિનુ ઉપાદાન સ્વર્ગસ્થ સર, ચીનુભાઇ માધવલાલ બેરોનેટનેજ ઘટે છે—એઓ ગૃહસ્થે મ્હને મુંબઇમાં બે વર્ષ ભણાવવા મદદ કરેલી અને એમની મારા ઉપર દયામમતા ઘણીજ હતી. મને કાન સારા કરાવવામાં પણ મદદ કરેલી સુરતના વતની શ્રીમાન્ શેઠ હીરાલાલ કે જેઓ હાલ મુંબઈ કેળવણી ફંડના સેક્રેટરી છે. ત્હેમણે પણ રૂપિયા સો જેટલી રકમ મારા કાંન "આંખ" ને દવા કરાવવામાં ડૉક્ટરી બીલ ભર્યાં હતાં. વળી ચાંદી બજારના વેપારીઓ તરફથી એક ડૉક્ટરની મદદથી ચશ્મા મળ્યા હતા મુળજી જેઠા કાપડ મારકીટના મારા કેટલાક મીત્ર મંડળ તરફથી અમુક ફંડ કરી મને તોલો ૧ ના આશરે સુવર્ણ મુદ્રા અપાવી હતી. જે મદદ મારા વતનપર ગયા પછી હાલ કે જેઓ હયાત છે. એ મારા સુરખી પુન્ય પિતાજીએ ચશ્મા લઇ લીધાં છે અને વિંટી પણ લઇ લીધી છે. આવી રીતે મને મળતી મદદોમાં મારા બાપે મને ખરાબ ખસ્ત કર્યોછું દીલગીરછું.

ઉપર કહેલી મારા તરફ દયાદીલસોજી ધરાવનાર વ્યકિત. અને ઉદાર ગૃહસ્થોને પરમાત્મા સુખી રાખો એ મારી અનન્ય ભાવે પ્રાર્થના છે. શારિરિક ઉપાધીથી મુંબઇ છોડયા પછી પણ અત્રેના મારા કેટલાક હીત મીત્રો તરફથી જે મદદ મળે છે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનુંછું

એવા એવા પરમાર્થીક અને ઉદાર ગૃહસ્થોની કૃપા પ્રસાદીથી હું મારા લેખો અનુવાદોનો અભ્યાસપૂર્ણ ખંતથી કર્યાં જાઉંછું. હજુ મને ખરી સ્થિતી ઉપર આવતાં પાંચ સાત વર્ષ થશે. તેમજ લેખકો તરફથી પણ મને લેખ પરત્વે યોગ્ય મદદ મળ્યા રહે છે. જેની કેટલીક હકીકત આપ નિચેના વાંચનથી સમજી શકશો

**વિવેચકના તંત્રી**–ધનશંકર હિરાશંકર ત્રિપાઠી–કે જેઓ ભાઇ ગુજરાતી પંચમાં મેટરો લખે છે. એમનાં ઘણાં પુસ્તકો ગુજરાતી આલમમાં પ્રસિદ્ધ છે. તેમણે હાલ "ડુબતુ વહાણ" નામનુ પુસ્તક બહુજ સરસ શૈલીમાં બહાર પાડયું છે. અને તેઓ નડીયાદના વતની છે. સ્વર્ગસ્થ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી ( સરસ્વતિ ચંદ્રના લેખક ) વિગેરે થઇ ગયેલાં નવરત્નોમાં ભવિષ્યનુ એ પણ એક લેખક (રત્ન) છે. આ સ્થાને વધારે કહેવુ ઉચીત નથી.

**ખડાયતા મિત્રના લેખક**—રા. રા. કેશવ હ–શેઠ. કે જેઓ જ્ઞાન સુધા; સાહિત્ય, વાર્ત્તા વારિધી, વિગરે માસીકોમાં પણ લેખો લખે છે અને હાલ ખડાયતા મીત્ર તો એમના લેખોનુ અગ્રણી માસીક છે. તેમજ તેઓ મીસ્ટર જ્ઞાતે ખડાયતા છે. અને આખી ગુજરાતી ખડાયતા જ્ઞાતિમાં લેખક તરીકે—તેઓ સારૂ માન ધરાવે છે–વળી તેઓ સ્વદેશ સેવા (સત્યાગૃહ)ના હીમાયતી છે. એમનાં કાવ્યો શ્રૃંગાર રસમાં બહુજ સરસ લખાયલાં છે.

**વડનગ્રર નિવાસી** રા. રા. ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ પટેલને ભૂલવા પણ આસ્થાને ઉચીત નથી તેઓ વડનગરમાં તેમજ ઘણે ઠેકાણે લેખક તરીકે સારૂ માન ધરાવે છે. એમનાં એક બે પુસ્તકો તે પણ બહુજ સરસ ભાષામાં લખાયલાં મારા વાંચવામાં આવ્યાં હતાં.

રા. રા. **ચીમનલાલ** મંગળદાસ શાહ "ગુજરાતી પંચના એડીટરના ન્હાના ભાઇ" કે જેઓ ઓફીસ ટ્રેઝરર અથવા આસીસ્ટંટ મેનેજર તરીકે કામ કરે છે. તેમનો અંગ્રેજી અભ્યાસ બહુજ સારો છે. તેઓ એક સાચા ટાઇપીસ્ટ છે. અર્થાત ટાઇપ રાઇટીંગનું કામ બહુજ સરસ રીતે કરી શકે છે. તેમજ મારી અંગ્રેજીમાં ભૂલો થતી સુધારવામાં મદદ કરેછે, એમનો પણ હુ આભાર માનુછું

દેશાભિમાહિતવર્ધકના તંત્રી અથવા કેળવણી ફંડના સેક્રેટરી રા. રા. મથુરાંદાસ લાલજીભાઈ ગાંધી. ખેડાયતા મીત્રના તંત્રી ભાઇલાલભાઈ વંદ્રાવનદાસ કોઠારી. રા. રા. ભોગીલાલ દામોદરદાસ વકીલ સાદરા. ગોર મૂળશંકર ખેમરાંમ વડાગામ (મહીકાંઠા) નિવાસી. મી. નરસીંહલાલ દેવચંદ વ્હેરા હીમતનગર પ્રેમપ્રેસના મેનેજર. શ્રીમાન્ શેઠ મોતીલાલભાઇ રણછોડલાલ રેલ્વે સેંડાના કમીશન એજંન્ટસ. વિગેરે મહાષયોનો હું અંતઃકરણપૂર્વક આભાર માનુછું.

વ્હેરા લેખકોનો મુખ્ય આધાર ઉદાર ગૃહસ્થો અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે, આપ મારા દરેક લેખોમાં ઉત્સાહ અભીવૃદ્ધિ ધરાવોછો. અને ગ્રાહક તરીકે મદદ કરોછો. તો હું આપનો પરમ કૃતાર્થ છું.

**વાર્ત્તાનો સારાંશ**—એછે જે–આ પુસ્તકની પરીચાયીકા વનોદિની અને કમલીની બે વ્હેનો છે–વિનોદિની સધવા છે. જ્યારે કમલિની વિધવા છે. તેને આ સંસાર સ્વામિ વગરનો અંધાનામીશ્ર સરખો જણાય છે. તેમજ યોગેન્દ્ર " વિનોદિનીના સ્વામી " ઉપર તેનો મોહ દીનપ્રતિદીન વધતોજ જાય છે. એ કારણથી પોતાની વાસનાઓ પુરી કરવા પોતાની વ્હેન વિનોદિનીને આ સંસાર સુખથી નષ્ટ પ્રાય કરી દે છે. માધીની ખટપટ કાંઇ જેવી તેવી નથી. દરેક પ્રકરણમાં વાર્ત્તાનુ સામાજીક વિવર્ણ ઘણુંજ ઉત્તમ આ લેખ્યુ છે. સ્થળ સંકોચને લીધે હવે પછી લાંબુ વર્ણન થઇ શકે એમ નથી.

પ્રુફ સુધારવામાં ઘણીજ ભૂલો રહી ગયેલી છે. તો વાચકો સુધારીને વાંચશે એવી ક્ષમા માગુ છું.

વડાગામ ( મહિકાંઠા )
વિજયાદશમી. } **અનુવાદક.**

# વિષયાનુક્રમ.

## બાપડાં બ્હેરાં મૂગાંને મદદ કરો
### એ કાંઇ તમારી બોલીમાં સમજે છે ?

---

એક દીવસ હું બ્હેરા મુંગાની શાળા આગળ થઇને જતો હતો જ્યારે તેમના માસ્તર તરફથી નાનાં નાનાં છોકરાંને લડાઇનાં પીક્ચરો બતાવવા, બહુજ સરસ સમજણ અપાતી હતી છોકરાઓને ઇસારા અથવા લખાણુથી સારી સમજણ પડે છે, દરેક બચ્ચાંના શરીરની પુરતી માવજત રાખવામાં આવે છે, એક વખત દસ દસ વરસનાં બચ્ચાંની કસરતની પ્રેક્ટીસ જોઇ હુ ઘણો ખુશી થયો હતો. કેળવણી ઉત્તમ છે દરજી ખાતુ બહુજ સારૂ કામ શિખવે છે. આવા ફંડમાં મદદ કરવી એતો દરેક ગૃહસ્થની ફરજ છે આટલી જાહેર ખબર વાંચ્યા પછી તમારો હાથ પરમાર્થમાં લંબાવો, સરનામુ ન જાણુતા હોવ તો ટુંકુંને ટચ આ જરા મોટા અક્ષરમાં વાંચો.

બ્હેરા મુંગાની શાળાના મંત્રી. ( પાંચ કુવા )—અમદાવાદ.

---

## મોડાસા સંસ્કૃત પાઠશાળાને મદદ કરો.

અંગ્રેજી ભણ્યા એટલે કહોતો વકીલ થયા. કે ડૉકટરી મેળવી એ બે સિવાય ત્રીજી લાઇન મેળવવીએ ઘણુજ મુશીબત છે. સંસ્કૃતમાં એવો કોઇપણુ-ભીન્ન ભાવ ગણાતોજ નથી વ્યાકરણ પછી આખુ સંસ્કૃત મોઢે કરી જવાય છે, ને અંગ્રેજીમાંતો સ્પેલીંગ ભણુવામાં માથાફોડ કર્યાંજ કરવી પડે છે સસ્કૃત તમારી વેદીક ભાષા છે તે ભાષાને ઉત્તેજન આપો એવી એક અમદાવાદ પ્રાંતીજ લાઇનના તલોદ સ્ટેશન થઇ જતાં માંડાસામાં સંસ્કૃત પાઠશાળા છે તેને મદદ કરો ત્રીસ વિદ્યાર્થીઓને વેદીક શિક્ષણુ બહુજ સરસ અપાય છે. અમુક ફંડની જરૂર છે, તો તેમાંપણુ તમારો હાથ લંબાવો. સરનામું.

ગણુપતિ જયશંકર શાસ્ત્રી.

પોસ્ટ—મોડાસા મુ મોડાસા—તલોદ થઇને એ. પી. રેલ્વે,

# વિનોદિની અને કમલિની.



## પ્રકરણ ૧ લું.

### યુગલ જોડી.




કાશ સમૂદ્રમાં ડૂબતાં, ઉતરતાં, હસતાં, ખેલતાં, નાચતાં, સ્થિર થતાં ચંદ્રમા ન જાણે ક્યાં જઇ રહ્યો છે? અસખ્ય તારાઓની મંડળી, પ્રસ્ફુટીત કુસુમોના સમૂહની ભ્રાન્તિ તેઓની પાછળ પાછળ દોડી જઇ રહી છે, સરસ વસન્તિ વાયું નાચતાં સ્થિર થતાં લોકોને હસાવતાં ખેલતાં વહી રહ્યો છે. રાત અજવાળી છે. પૃથ્વિ આર્ય વિધવાઓની મિસ્ટ્રેસ ઉજળી સાડી પ્હેરી રહી છે.

એવા સમયે એક યુવક અને એક યુવતિ એક પરમ રમણીય ઉધાનના વચમાં સરોવરની તિરપર બેઠેલાં છે. તળાવને કીનારે સંગ મરમરની બનાવેલી અતિ મનોહર સોપાના વળી છે. તેની સીડીયો- પર આ બંન્ને યુવક યુવત્તિ બેઠેલાં છે. તેઓના પગોની નિચે સરો- વરની સુનિર્મળ વારી ધારા વહી રહી છે, ચંદ્રમા સરોવરના પાણી- ની અંદર હસતાં હસતાં ડુબે છે, ઉત્તરે છે. દોડે છે. અને ફેર સ્થિર

થઇ જાય છે. સ્થિર થતાં જેમ એક એક કરતાં, પોતાના સંગી સાંથીઓની તરફ જોઇ રહ્યો છે, બગીચાનાં ખીલેલાં ફુલ કોઇ પારમાર્થિ સંપત્તિની માફક પોત પોતાની સુગંધ ઐક્ય ભાવથી આપી રહ્યાં છે; પવન પુષ્પોની સાથે ઘણી મશ્કરી કરી રહ્યો છે, અને કોઇ ખીલેલાં ગુલાબની ડાળને ઝોકાવી પાસેના એક બીજા ગુલાબપર ફેંકી દે છે બંને ગુલાબ ધારો કે શું કરે છે ? એમજ કે એક બીજાની શરમથી, હસતાં હસતાં એક બીજાના મોઢાં ફેરવી નાખે છે ! પવન સર્વેને વહાલો છે. નિચ હો, વા ઉંચ, પણ તે કોઇની અપેક્ષા કરતો નથી.

પવન કોઈ કોઈ વખત દરિદ્રની ઝુપડીમાં જઇ ઘાસના ઝુંપડાને ખડખડાવે છે. અથવા તેની ફાટેલી કામળીને હલાવી ડુલાવી નાખે છે કોઇ વખત તો ધનવાનના મેહેલોમાં જઈ તેનાં ઝાડ ફણુસને સિસોટીની માફક વગાડે છે અથવા બંધ કરેલાં કમાડોને ઠેલી અંદર સુસવાટ બંધ ઝપાટો મારી દે છે, કોઇ પુસ્તકોના પરિશ્રિત લેખકના ઘરમાં જઇ, તેના લખેલા કાગળોને એક એક કરતાં ફેંકી દે છે અને તેનાં વાંચવાનાં પુસ્તકોનાં પત્તાં ઉલટ પાલટ કરી દેછે, કોઈ ધીરે ધીરે નગરમાં પ્રવેશ કરી ચિન્તામાં પડેલી સ્ત્રીઓને અલક દામની માફક નચાવે છે. અથવા તેઓનાં વસ્ત્રોને તિતર વીતર કરી તેઓને હેરાન કરે છે.

એજ રસિક પવન મનોહર ચંદ્ર રશ્મિમાં સ્નાન કરી હસતાં હસતાં ચાલી રહ્યો છે, જે જગાએ યુવક અને યુવતિ બેઠેલાં છે. તેઓમાંના એકનાં વસ્ત્ર બીજાના ઉપર ફેંકી દેછે સ્રિની ખુલ્લી લટોને યુવકની પીઠપર ફેલાવી દે છે, અને એ બંન્નેનાં વસ્ત્રોને ભેગાં કરી

જળમાં ડુબાવીને ભીંજાવી દે છે; યુવક યુવતિ કથોપ કથનમાં વિનિવિષ્ટ છે, પરંન્તુ ન જાણે કે કયાં કારણથી, તેઓની કથા વાર્તા બંધ થઇ ગઈ ? કોઇ વખત બાદ યુવતિએ પૂછયું.

" મનુષ્યનુ મરવા પછી શુ થાય છે. યોગેન્દ્ર ?"

" એ કેવી વાત વિનોદિની ?"

વિનોદિની ધીરે ધીરે નભો મંડળ તરફ જોતાં બોલી!

" હું હમણાં મરી જાઉ તો ?"

" કેમ વિનોદ ? ત્હારા મનમાં એવી દુશ્ચિંતા કેમ ઉપસ્થિત થઈ ?"

" શું જાણે અદ્રષ્ટની વાત કોઇ જાણી શકાતી નથી. હમણાં હું મરી જાઉતો પછી શું થઈશ ? એ તો ત્હમને પૂછી રહી છું."

યોગેન્દ્ર બોલ્યો:—તું એકલી મરી શકતી નથી ત્હારા મૃત્યુની સાથે એક બીજા મનુષ્યનો આંન્તિરીકત સબંધ છે, ત્હારા મરવા પછી એ પણ મરશે. એ પછી બંન્ને જણ અનન્ત જીવનનો લાભ પામી, અક્ષય સ્વર્ગમાં સુખ ભોગવશો.

જરા હસીને વિનોદિનીએ કહ્યું:—" એ મનુષ્ય કોણ છે ?" એ શું તું નથી જાણતી ? એ ભાગ્યવાન વ્યકિત ત્હારી આગળ બેઠેલી છે.

વિનોદિની મ્હોંમાં કપડું નાખી, ખુશ ખુશ થતાં હસતી હસતી બોલી; " ત્હમે ?"

" કેમ, ત્હમે શું, મ્હારો વિશ્વાસ નથી આવતો ?"

" નહિ ત્હમે ઘણા દુષ્ટ છો. જુઓ બતાવું છું કે તમારૂ કહેવુ કેટલુ અનુચિત છે ? એ વખતે જ્યારે ત્હમે કલકતે ગયા ત્યારે તો મને ના લઈ ગયાને ? હું રોઇ રોઇને મરી ગઇ એક અઠવાડીયા બાદ સ્વયં આવીને તેડી ગયા. તેના પછી તો એક ક્ષણ- ભર પણ મેં તમને છોડ્યા નથી. અને હવે જ્યારે ત્હમે મને આજ એકલી છોડી જવાની વાત કરો છો. જાઓ જૂઓ ત્હમને મ્હારો શ્રાપ પડશે કે ત્રણ દિવસમાં તમને કંઈક કારણથી પાછુ આવવુ પડશે.

યોગેન્દ્ર બોલ્યો:—વિનોદ ? તને સાથે રાખવામાં શું મ્હારી સત્તા નથી. પરંન્તુ તું જાણે છે કે, આ વખત મ્હારી શેષ પરિક્ષાછે.

વિનોદે વાત બદલી નાખતાં કહ્યું:—આ પાપ પરિક્ષામાં તમારૂ શું કામ છે ? જે લોક નોકરી અથવા રૂપિયા કમાવાને માટે ભણે છે. પરિક્ષા વા ઉપાધી તે લોકોને માટે છે મનના આનંદ અને સંસારના ઉપકારને માટે જે લોક ભણે છે. તેમને પરિક્ષાની કાંઇ મતલબ નથી,

"મ્હારી વાત જૂદી તો નથી. હું જે ઉદ્દેશને માટે ચિકિત્સા શાસ્ત્રની આલોચના કરી રહ્યો છું, તેને માટે ઉપાધીની વિશેષ આ- વશ્યકતા છે. યોગેન્દ્રે કહ્યું—"

હું તો કાંઇ આવશ્યકતા એવી નથી દેખાતી, રૂપિયા, પૈસા, અને નોકરી તો ઇશ્વરની ઇચ્છાથી ત્હમારે ખોવી પડશે નહિ, તમે તો કહો છો કે લોકના ઉપકાર કરવાને ભણું છું એમાં બીજું કોઈ કારણ નથી ઔષધ અને ચિકિત્સા દ્વારાએ આસન મૃત્યુથી પિડીત વ્યક્તિને બચાવવી એ ઉપકારની પરાકાષ્ટા છે એ ઉદ્દેશથી ત્હમે આટલો પરિશ્રમ

સ્વાર્થ ભંગ અને ક્લેશ સ્વિકાર કરી કલકતામાં જઇ ડૅાકટરી શિખો છો કિંન્તુ આજની ત્હમારી વાતથી માલુમ થાય છે જે ત્હમારો બીજો પણ કાંઇ ઉદ્દેશ હોવો જોઇએ.

"તું જે કહે છે ત્હેના સિવાય મ્હારો બીજો કાંઈ પણ ઉદ્દેશ નથી. તોપણ પરિક્ષાનુ શું પ્રયોજન છે? એ હું ત્હને બતાવું છું. યોગેન્દ્રે હસતાં હસતાં જુવાબ વાળ્યો;"

ચિકીત્સક અને ત્હેની દવાપર દ્રઢ વિશ્વાસ થવો એ આરોગ્યનુ એક પ્રધાન કારણ છે, ચિકિત્સક કોઇ પરિક્ષોત્તિર્ણ હોય તો ત્હેના ઉપર લોકોનો અત્યન્ત દ્રઢ વિશ્વાસ થઇ જાય છે; પરિક્ષાનુ એક પ્રયોજન એ છે અને બીજુ એ છે જે કોઈ કામ કર્યું હોય તો તેને થોડાને માટે બાકી રાખવું તે સારૂ નહિ.

વિનોદિની ચૂપ થઈ ગઈ જણાય છે કે વાત ત્હેના હૃદયમાં બેસી ગઈ;—પછી યોગેન્દ્ર બોલ્યો.

વિનોદ? મને એમ નથી થતુ કે; તને છોડીને હું એકલો જઈ શકું. તને છોડીને જવાથી મને વિચાર થાય છે ઉપદેશ થાય છે તે નીચો થાઇ પણ ન્હને નહિ જણાતી હોય.

વિનોદિનીએ કહ્યું:—"ત્હમે ઘણા જુઠા છો"

"કેમ વિનોદ?"

કોઇ પોતાની ઇચ્છાનો વિચાર કરી શકતુ નથી; મને સાથે લઇ જવામાં શું નુકશાન છે?

યોગેન્દ્રેકહ્યું—હવે મને વાંચવા લખવામાં એટલુ મન લગાડવુ પડશે કે તને લઇ જઇને હું વિપત્તિમાં પડું.

વિનોદિની ક્રોધાયમાન થઇ બોલીઃ—એવુ વાંચવું લખવું ચુલ્હામાં પડયું?

યોગેન્દ્ર વિનોદિનીને આલીંગન કરી સ્નેહથી બોલ્યો, તું ગાંડી થઇ ગઈ ? ( Foolish ? )

એ સમયે હેની પાછળ એક ભૂવન મોહિની સુંદરી આવીને ઉભી થઇ ગઇ. યુવક યુવતિ બંન્નેમાંથી કોઈ પણ એ જાણી શક્યું નહિ. નવી આવેલી સુંદરીની ઉમ્મર લગભગ અઢાર વર્ષની હશે. તેની દેહ નિરાભરણ (આભૂષણ વગરની) હતી. વિધાતાએ એને જે રૂપ આપ્યું હતું ? કે હેમાં અલંકારો હેને શા કામના ? સુંદરી વિધવા છે, અને એ ઘણી વાર સુધી સમભાવથી ઉભી રહી. તેના ચહેરાથી મનમાં વિરક્ત ચિન્હ પ્રગટ થઇ રહ્યાં હતાં, કોઇ વખત બાદ બોધ થયો. પણ હેની યાતના અસહ્ય થઇ ઉઠી; એટલામાંજ તે બોલી ઉઠી.

" વાહરે, ભોળી ભાળી શિલવંન્ત દીકરી ? "

યુવક, યુવતિ ચમકી ઉઠયાં, વિનોદિની સંકોચાતાં બોલી કોણ બ્હેન ? ખુશીમાં છે ને ?

બ્હેન બોલીઃ—વિની ? "હને જરાપણ શરમ નથી લાગતી"?

વિનોદ માથાપર કપડું રાખી યોગેન્દ્રની પાસેથી હટી જતાં ઘણી દૂર જઇને બેઠી. યોગેન્દ્ર બોલ્યો; " સાળી સાહેબ ? જ્યારે આપજ છો, પછી શરમ કેવી ?

હેની સાળી કમલિની દીર્ઘ નિશ્વાસ છોડતાં, વિનોદિનીને કહેવા લાગી; વિની ? મા તને ક્યારની બોલાવે છે ? નોકરાનીઓએ હને ક્યાંઇ નહિ જોઇ; અને માસ્ટર મહાશય હને બે વખત ખોળી ગયા. કંઇપણ બોલ્યા વગર વિનોદિની ત્યાંથી ચાલી ગઇ.

---

# પ્રકરણ ૨ જું.

## રાય બાબૂનું કુટુંમ્બ.



વિનોદિનીના જવા પછી કમલિનીએ સંગે મર્મરની બનાવેલી સોપાનાવળીપર રાજરાજ મોહિની રૂપ બેઠી હતી. શુભ્રચંદ્રકીરણ, ક્રીડા શિલવસંતવાયુ પ્રસ્ફુટીત કુસુમાવળી પ્રશાન્ત સરસીવારી શોભામયી પ્રકૃતિ કમલિનીના આવ્યા પછી ધારો કે સર્વે અધિક સમુજ્વળ થઇ ગયાં હતાં. એ શોભા તે શોભા છે કે જે પોતાનાગુણથી બીજાની શોભા વધારી શકે છે ત્યાં લક્ષ્મિજ લક્ષ્મિ છે કે જે અચેષ્ટિત ભાવથી નિકટના પદાર્થોને તેજ લક્ષ્મિ સંવર્દ્ધન કરે છે. ત્યાં સૌંદર્ય, સૌંદર્ય છે જે પોતાપોતામાં પ્રમત્ત નહિ થતાં બીજામાં પ્રમત્ત કરવાને સમર્થ છે કમલિની તે સ્થાનપર ચિન્તિત્ વ્યથિત્ અને કિંન્ચિત્ ક્રોધ ભાવથી બેઠી છે. તેના હૃદયનો ભાવ ગમે તેવો હોય પણ તેના આગમનથી પ્રકૃત્તિ પ્રફુલ્લ થઇ ગયલી છે યોગેન્દ્ર જ્યાં બેઠો હતો સાંજ બેશી રહ્યો. કમલિની તેના સ્હામે બેઠેલી હતી. પણ તે યોગેન્દ્રને કંઇ કહેવાને ચહાતી હતી. અને તે કેમ કંઇ કહી શકતી નથી. તેના ગગન હૃદયમાં એવી વિજળી દોડી રહી હતી કે તે કોણ કહી શકે ? કોણ જાણે વિધવા શો વિચાર કરે છે ?

યોગેન્દ્ર ઘણીવાર સુધી બીજી તરફ મોં ફેરવી ન જાણ્યું કરી બેસી રહ્યો હતો. ક્રમથી સુંદરીના મુખનો એ કઠોર ભાવ અંતર્ધ્યાન થઈ ગયો. યોગેન્દ્રે ઉઠીને પૂછ્યું.

કમળ, શું તું અહીંજ બેશી રહીશ?

કમલિની કાંઇ પણ ઉત્તર નહિ આપતાં કેવળ યોગેન્દ્રના મ્હોં તરફ જોઇ રહી હતી. અને જોયુ તો યોગેન્દ્રના મુખપર તેના જેવી ચીન્તાનાં ચિન્હ નહિ હતાં; નિચુ શીર કરીને કમલિની બોલી:

નહિ બેસીએ આપણુ સાથે જઇશું.

યોગેન્દ્રે પૂછ્યું,-કમળ કઈ વાતની ચીંતામાં પડી છે?

ધારો કે કમળ કંઇ કહેતી હતી, પણ વળી સાવધાન થઈ વિષણ્ણ સ્વરથી બોલી—"નહિ"

યોગેન્દ્રે કહ્યું;—તું કહે યા ન કહે. હું બધું સમજું છું કે આટલીવારથી તું શી ચીંતામાં પડી છે? તું બાળ વિધવા છે ને આપણી જાતિઓમાં વિધવાના જેવો કલેશ બીજા કોઇને છે? આ ચીંતાથી તો બે વર્ષ પહેલાં હું ત્હમારા વિવાહને માટે એટલો વ્યસ્ત થઇ રહ્યો હતો, કે કંઇ વાત ન પૂછો. ત્યારે પણ તું સદાય હસતી બેલતી-અને આનંદમાં ભળી ગઇ હતી, પણ ત્હારી મરજી કોઇ પણ પ્રકારે લગ્ન કરવાને રાજી નહિ હતી. મેં પણ વિચાર કર્યો કે વિધવાના વિવાહનું પ્રધાન પ્રયોજન તેનો કલેશ નિવારણ છે; જેને કલેશ નથી; તેનુ લગ્ન નહિ થતાં પણ ચાલી શકે છે. કિન્તુ આ વખતે આવ્યો છું. ત્યારથી જોઉછું જે ત્હારા મનની શાન્તિ, ત્હારા મનનો આનંદ હવે એવો નથી રહ્યો. પરન્તુ-કમલિની? તમારા દુઃખની વાત સાંભળવાંનો શુ મને અધિકાર નથી?

કમલિની ચૂપ રહી;-એકવાર તેણે યોગેન્દ્રના મોં તરફ જોયું. વળી શિર નિચુ કરી દીધું. તે વાત યોગેન્દ્ર જોઇ શકયો નહિ. કમ-

લિનીની આંખોમાં બે બુંદ આંસુનાં ભરાઇ આવ્યાં, હવે યોગેન્દ્ર બોલ્યો. કિંતુ મને એમ જણાય છે જે તમારો ક્લેશ સાધારણ નથી. જેમ હોય તે ખરૂ પણ કમલિની ? મ્હારા દ્વારાએ તમારો ક્લેશ કોઇ પણ રીતે દુર થઇ શકે તેમ નથી.

કમલિની ધીરે ધીરે બોલી;–" થઇ શકે છે; તુમે ? "

વાતનો અંતિમ ભાગ યોગેન્દ્ર સાંભળી શક્યો નહિ અને બોલ્યો,–ત્યારે બતાવો, કમલ ?–મને તુમારી મનોવેદના જાણી લેવી જોઇએ...............હું કેમ નહિ મરી ગઇ ?

યોગેન્દ્ર સમજ્યો, કે કમલિની રોઇ રહી છે, પાસે જઇને એક્ય ભાવથી બોલ્યો; કમલ ! તું રૂવે છે કેમ ?

કમળે શિર ઉંચુ કર્યું; જોયુ તો યોગેન્દ્રના ચ્હેરાપર સાચી સહાનુભૂતિના ચિન્હ પ્રગટ થઇ રહ્યા છે. અને આંખોમાં આંસુ રોકાઈ ગયાં. વિચાર કર્યો કે કંઇ કહું પણ કહી શકી નહિ પછી શિર નિચુ કરી દીધું. યોગેન્દ્રે ફેર પ્રશ્ન કર્યો;–બોલો; કમળ ? શું કરવાથી તમારૂ દુઃખ નિવારણ થાય ?

સહસા કમલિની ઉભી થઈ ગઇ. અને ધીરે મર્મ ભેદી સ્વરથી બોલી " એ પાપ દુરાશા કેવી ? " યોગેન્દ્રે વિસ્મયની સાથે સુંદરીના મુખ તરફ જોયું.

વાત પુરી થતાંજ કમલિની જલ્દી દોડી ઘર તરફ ચાલી ગઈ. યોગેન્દ્ર ઘણીવાર સુધી તે તરફ જોઈ રહ્યો છેવટે લાંબો શ્વાસ મુકીને બોલ્યો. " કમલ શું તું ગાંડી થઇ ગઇ ?

એવી રીતે થોડા ચિંન્તિતની માફક ત્યાં બેશી રહ્યો ઉપરિયત વાર્તાની પહેલાં, અને કાંઇક અધિક અગ્રેસરોની વાત કહેવા પહેલાં,

તેની પ્રધાન વ્યક્તિઓનો કંઇક પરિચય આપવો એ આવશ્યક છે. આપણુ લોક આ સમયે એમ કરવામાં પ્રવૃત્ત થઈશું.

* * * * * * * *

વિરગ્રામમાં રામનારાયણરાય નામનો એક અતુળ સંપત્તિશાળી માણુસ રહેતો હતો તેને બે કન્યાઓ હતી; કમલિની અને વિનોદિની; કમલિની જ્યારે આઠ વર્ષની હતી ત્યારે, તેનુ લગ્ન કલકત્તાના રાધા ગોવિંદ ચટોપાધ્યાય નામના એક સ્મૃદ્ધિશાલી; યુવકની સાથે થયુ હતું. લગ્નબાદ બે વર્ષમાં રાધાગોવિંદ કાલના મુખ થઈ ગયા. ( સ્વર્ગસ્થ થયા ) એટલે દશ વર્ષની ઉમ્મરમાંજ શરદીંદુનીભાનના કમલિની દારૂણુ વૈધવ્ય ચક્રમાં પડી. રાધાગોવીંદની પાસે પોતાની કમાઇની યથેષ્ટ સંપત્તિ હતી. તેના મરવા પછી કમલિની ત્હેની સમસ્ત સંપત્તિની અધિકારીણી થઇ કિન્તુ કમલિની ધનવાનંની બેટી છે, એ કારણથી સ્વામિની મિલ્કતની માલિક થયા પછી પણ ત્હેને એ સર્વે લઇ પોતાના અધિકારમાં રાખવાની પ્રવૃત્તિ નહિ હતી.

કમલિનીના પિતા રામનારાયણરાયને પણુ એવી બાબતનો વિચાર નહિ હતો રાધાગોવિંદના મૃત્યુની વખતે તેના મોટાભાઇ, રાધા સુંદર ચટોધ્યાયનો એક વર્ષનો છોકરો હતો. એક બાળક અને ત્હેના સંભાવીત ભાઇઓ આ સંપત્તિના ઉત્તરાધિકારી થશે. એમ સર્વેના અભીપ્રાયમાં હતું. પણુ કોઈ પોતાના મોંઢેથી એ વાત કાઢી શકયુ નહિ. એ સર્વે કારણોથી વિધવા થઇ ગયા પછી પણુ, રાધાગોવિંદના જ્ઞાતિદારોની સાથે કમલિનીનો યથેચ્છ આત્મિયતા હતો—

કમલિનીની સાસુ ચહાતી હતી કે. વહુ સંતાન અને સંપત્તિવાન થાય આ કારણુથી અથવા તો બીજાં કાંઈ કારણુથી તે વચમાં વચમાં

મ્હોટા આદરથી કમલિનીને તેડાવી કલકત્તે રાખતી હતી. અને કોઈ કોઈ વખત પોતાના પૌત્ર નિલરતનને કમલિની પાસે રહેવાને વિરગ્રામ મોકલતી હતી.

કમલિનીના લગ્નની સાથેજ રામનારાયણરાયે વિનોદિનીનાં લગ્નનો વિચાર કર્યો પણ બંધ રહ્યું એટલામાં એક પિતૃ માતૃહિન્ન નિરાશ્રીત કુલીન સંતાનનો પોતાના ઘેર લાવી પાલન પોષણ કરવાનો આરંભ કરી દીધો હતો, વિનોદિની એ સમયે પાંચ વર્ષની અને યોગેન્દ્ર બાર વર્ષનો હતો.

બંન્નેનું એક જગાએ રહેવાનું અને એકત્ર પાલન પોષણ થવાથી છેવટે એ વિવાહ સુખમય થઈ ગયો જ્યારે વિનોદિની આઠ વર્ષની હતી ત્યારે યોગેન્દ્રની સાથે ત્હેનાં લગ્ન થયાં. યોગેન્દ્ર વૃદ્ધ રામનાયણરાય, અને ત્હેની સ્ત્રિને પુત્રથી પણ અધિક આદરનો સામગ્રી હતો, કમલિનીનો પરમ સુહૃદ અને વિનોદિનીના ઉર્મિનો સખા મનનો આનંદ અને હાસ્ય પરિહાસ્યનો ભંડાર હતો, યોગેન્દ્રે વિદ્યા પણ ખુબ ઉપાર્જન કરી હતી એ કારણથી તેનું અદમ્ય જ્ઞાન તૃષ્ણા કોઇ પ્રકારે નિવૃત્ત થવાનાં નહિ હતાં અંગ્રેજી અને સંસ્કૃતમાં ભલી ભાંતિથી લાભ મેળવી પરોપકાર કરવાના ઉદેશથી અને ચિકિત્સા શાસ્ત્રમાં જ્ઞાન મેળવવા અને લાભ પામી અતુલ આનંદ ભોગ કરવાની ઇચ્છાથી કલકત્તાની મેડીકલ કૉલેજમાં અધ્યયન કરવા લાગ્યો હતો.

યોગેન્દ્રને મેડીકલ કૉલેજમાં પ્રવેશ કરવા પહેલાં રામનારાયણરાયે પોતાની માનવી લીલાનું સંમ્વર્ણ કર્યું હતું.

હરગોવિંદ બાબૂ નામના એક સચ્ચરિત્ર સુશિક્ષિત વ્યક્તિ, રામનાર યદુની મીલકતની દેખરેખ રાખતા હતા. એ આ સંસારમાં સર્વે રીતે સુખી હતા. યથેષ્ટ વિશ્વાસ ભાજન અને બાળબચ્ચાંવાળા હતા. યોગેન્દ્રનાથ, કમલિની, અને વિનોદિનીને કાંઈ નવાં પુસ્તકના વાંચનમાં કાંઇ નવો સંદેહ ઉત્પન્ન થાય તો તે હરગોવીંદ બાબૂની પાસે આવીને સંદેહ દૂર કરી જતાં હતાં યદ્યપિ જમીનદારી સંભાળવી. એ પણ હરગોવિંદનું કામ હતું. તથાપિ તેની માસ્ટર મહાશયની ઉપાધિ પ્રચલીત હતી. આપણી આક્ષુદ્ર આખ્યાયિકા (વાર્તા) માં એ કહી ગયેલાં નર—નારી પાંચ છે. એ પ્રધાન્ય નામો સિવાય બીજાં પણ એ એક આ ગ્રંથમાં કાંઈ કારણને લીધે આપવામાં આવશે તેનુ વિવરણ આગળ કહેવામાં આવશે. અસ્તુ.

---

## પ્રકરણ ૩ જું.

---

### ફંદમાં ફસાવું.



જે સમુદ્રમાં પાણીને તળીએ બેઠેલાં ઘરેણાં રત્ન કેટલાં છે ? તે અવશ્ય જોઇશ જે લોભ હૃદયમાં દબાવી રાખ્યો છે તેને સફળ કરીશ. જે આશા લત્તા આટલા દિવસથી, યત્નની સાથે લાલીત થયલી છે તેનો ફળ ભોગ કરીશજ, અવશ્ય કરીશજ, આ દુર્દમનિય આશાનો ત્યાગ કરવામાં આવતો નથી. અને આ લોભનો ત્યાગ નહિ કરી શકું ?

અને એનાથી પણ આ જીવનમાં તો ત્યાગ નહિ કરૂં લોક નિંદા કરશે ભલે કરે. સર્વ લોક તુચ્છકારથી જોશે, ભલે જુએ અરે પણ પરનાળમાં તો નરક યાતના ભોગવવી પડે અને વિનોદિનીને દુઃખ સાગરમાં ડુબાવવી પડે પણ કરૂં શું? વિનોદ મ્હારા સુખની રાહમાં કાંટો છે. વિનોદ મ્હારી ઇચ્છાની વાસનાને રોકવાવાળી છે એ મ્હારી પરમ શત્રુ છે. ગમે તેવા હેના હાલ થાય પણ હું પોતાના મનની હકીકત પૂરી પાડીશજ.

દિવસના બે પ્રહર સમયે એક ઘરમાં એકલી બેઠેલી કમલિની ઉક્ત પ્રકારની આલોચનાઓ કરી રહી છે; એ વખતે હસતી, ખુશી થતી અને મશ્કરીઓ કરતી માધી નામની દાસી એ મકાનમાં આવી. માધીની વય તો ઘણી હતી. તે યૌવનની અંતિમ સીમાને પાર કરી ગઇ હતી તો મનના ઉતાવળો વેગ કંઇપણ કમી નહિ હતો. માધીની ઉમ્મર ગમે તેટલી હતી. પણ તેને જોતાં જોતાં કદી કદી યુવતિનો ભ્રમ થાય છે તેની લાલકોરની સાડી હાથની ઉત્તમ અને સુંદર બિલ્લોરી ચુડીઓ જોઇને કોણ કહેશે કે માધીનું યૌવન ઢળી ગયું છે, તે સાડીનો સુવર્ણમય પાલવ માથે ન્હાનીસી બિંદી પાડેલા વાલોની મનોહર ગુચ્છ; અને સર્વેથી ઉત્તમ હેની વિલાસમયી ગતી જોઇને ત્હમે માધીને યુવતિ ન હોવાનો સંદેહ કરશો તો ત્હમારી સાથે એ મ્હોટો વિવાદ (કજીઓ) કરશે અને સમ્ભવતઃ ( છેવટે ) ત્હમને હાર ખવડાવીને છોડશે, ડાહી પાડોશણો માધીની ચાલ ચલણને માટે તરેહ તરેહની વાતો કરે છે પણ માધી ઘણું કરીને કારણ બતાવી કહે છે કે—સર્વ લોક જુઠ્ઠા છે. મતલબ એ છે જે લડાઇ ઝગડો કરવામાં માધી જેવી નિપુણ છે. એ કારણથી હેને નાખુશ કરવા વાળી કાંઇ વાત ન કહેવી એ સારૂ છે.

માધીની બુદ્ધિ ઘણી તિક્ષ્ણ છે. લોક કહે છે કે, માધી જ્યાં સોય ન પેસે ત્યાં સાંબેલુ ઘુસાવી દે છે. માધી વિરગ્રામના રાય ઘરાંની દાસી છે. સાધારણ દાસીઓની શ્રેણીમાં તેનુ સ્થાન નથી, તે ઘણી કામ કાજૂ વિશ્વાસીની, અને ચતૂર જાણીને સર્વ લોક ત્હેનો આદર કરે છે. માધીની સાથે વિનોદિનીનો વિષેશ સબંધ છે. કેમકે તે તે દરરોજ એક બે ચિઠ્ઠી કલકત્તે યોગેન્દ્ર બાબૂને લખે છે. માધીનો સદાય નિયમ છે કે ચિઠ્ઠી દરરોજ પોસ્ટમાં નાંખી આવે છે અને કલકત્તેથી જે પત્રો આવે છે, તે માધી એજ ગામના પોસ્ટ બાબૂને ત્યાંથી યથા સમયે લઇ આવે છે સીધી સાદી દાસીઓ આ સર્વ કામ આવી તરેહનાં નથી કરી શકતી, અને હવે આજકાલ માધીનો કમલિનીની સાથે ઘણોજ સબંધ જણાઇ આવે છે. કેમકે એવુ થયુ તે હવે આગળ વાર્તામાં આપણ ઠીક સમજી શકતા નથી.

" માધીને આવતાંજ કમલિનીએ પૂછયું.

" હસી કેમ રહી છે ?"

" પછી ચિઠ્ઠી આવે છે ?"

" વિનીને હાથ ?"

" માધીને મળી છે."

" ક્યાં છે ?"

માધીનાં કપડાંની અંદરથી એક પત્ર ખેંચી લીધો. તે વિનોદિનીના નામથી આવ્યો હતો; કમલિની ગભરાતાં પત્ર ખોલીને વાંચવા લાગી;—

" પ્રિયત્તમે ? "

હું નથી સમજી શકતો કે ત્હને શું થઈ ગયું છે. અહીં આ-વીને મેં ત્હને પત્રો લખ્યા; કિન્તુ કોઇનો પણ ઉત્તર નથી. ત્હારી ચિંન્તાથી મ્હારૂ મન વાંચવા લખવામાં વિક્ષિપ્ત થઈ ગયું છે. આ પત્રના ઉત્તરની બે દિવસ સુધી રાહ જોઇશ એ પછી કાંઇ પણ ખબર નહિ મળે તો સર્વ કામ છોડીને ત્હારી પાસે આવવું પડશે. હું ચિંન્તાનો માર્યો મરી રહ્યો છું. હવે મ્હને બચાવવા ચાહો તો જલદી જવાબ આપો. ઇતિ તા. ૧૬-૫-૧૯૧૮.

કલકત્તા—**Culcutta.**<br>
૨૨ નં. શાન્તિસિંહની ગલી.

ત્હમારો.<br>
યોગેન્દ્ર.

---

માધી ચિઠ્ઠીની હકીકત સાંભળીને બોલી.

" ઠીક છે હું પણ એમજ ચાહું છું. "

કમલિનીએ કહ્યું;—" આવવા પછી તું શું કરીશ ? "

" આવવા પછી એવી જાળ ફેલાવીશ કે બંન્નેમાં દેખાદેખી પણ નહિ રહે. " કમલિની ઘણીવાર સુધી શોચ કરતાં બોલી.

" એનાથી મ્હારી શુ ભલાઈ થશે ?-"

( ઘડામાં પાણી ભરાયા પછી, પાણી ત્હેમાંથી હઠતું નથી. એ તો તું જાણે છે ને ? અને એ પાણી ફેંકી દેવાથી તેમાં બીજુ પાણી ભરવામાં આવે છે. મ્હોટી બ્હેન ? જ્યારે આ બંનેનો પ્રેમ

એકવાર જતો રહેશે. ત્યારે મતલબથી સર્વ કામ કરવું પડશે. એવો અગાધ પ્રેમ મોજુદ રહેતો. કાંઈ પણ થઈ શકતું નથી. પહેલાં તે બન્નેનો પ્રેમ ખરાબ કરીને પછી મશ્કરી કરવી પડશે. )

મ્હારા આ રાજકાર્યમાં તું મંત્રી છે. ધારો કે કાંઈ :મંત્રણી-થી બન્યો બનાવેલો ખેલ ખોટો કરી શકતો નથી.

" એનો ખ્યાલ તો મ્હને છે ? "

( ચિઠ્ઠીનુ શું થશે ? )

તે છ પત્રોની જે દશા થઇ છે. તેજ આની પણ થશે. મને આપી ધો, કમલિનીએ આખાને પત્ર આપી દીધો; માંથી પત્ર લઇને બોલી, એકવાર જોઈ આવું કે વિનોદબા શું કરે છે ?

" ચૂપ ચૂપ માલુમ પડે છે કે વિનોદિની આવે છે. "

ધમા ધીરે ધીરે અને ઉદાશ મોંથી વિનોદિની ત્યાં આવી તેને જોઇ કમલિનીએ પૂછયું. વિનોદ ? તું આટલી ઉદાશ કેમ છે ? વિનો-દિનીની આંખો છળાછળ ભરાઈ આવી. અને એ આ પ્રશ્નનો ઉત્તર કાંઇ પણ આપી શકી નહિ. કમલીનીએ ફેર પૂછયું.

" યોગેન્દ્રની હકીકત મળી ?

વિનોદિની ના કહેતાં, બાલિકાની માફક રોવા લાગી; કમલિની-એ કહ્યું;–એના માટે આટલી ચિન્તા શાની ? શું જીવ જાય છે ? કોઇ કામમાં ફસાતાં યોગેન્દ્ર સમાચાર નહિ મોકલી શક્યો હોય. આજ નહિ તો દસ દીન પછી ખબર આવશે વિનોદિની મોંઢાપર કપડુ રાખી શરમાતાં રોતાં રોતાં બોલી.

" દરરોજ એક—કોઇ કોઈ વખત બબ્બે પત્રો મળતા હતા. હવે શું કારણ થયુ કે પત્રો મળતા નથી ? "

કમલીની બોલી:—એમ જણાય છે જે પરિક્ષાની મારા મા-રીમાં સમય ન મળવાથી ચિઠ્ઠી નહિ લખી હોય.

આંખનાં આસુ લુછી નાંખતાં વિનોદિનીએ કહ્યું ? બ્હેન ? હજાર ભીડભાડ હોય પણ શું પત્ર લખવાનો સમયજ ન મળે ?

માધીએ જરા હસતાં હસતાં કહ્યું:—ન્હાની બ્હેન તું હજુ છોકરી છે. જરા આગળ ઉમ્મર ઉપર તું સમજશે. પુરૂષોનો એટલો વિશ્વાસ કરવો ઠીક નથી.

વિનોદિનીએ વિસ્મયની સાથે પૂછ્યું,—એમ કેમ ? માધી તેજ સ્વરથી બોલી; એ કલકત્તા શહેર છે. બચ્ચી ! અને ત્યાં ત્હારા જેવી કેટલીક વિનોદિઓ પણ છે; જમાઈ બાબુએ નક્કી કોઇ નવી વિનોદીની મેળવી હશે.

વિનોદિએ જરા હસતાં કહ્યું;—છટ્, શું ? એમ પણ બની શકે ? એના ચરિત્રમાં એવો દોશ થવો સંભવ નથી.

માધી હસતાં હસતાં બોલી—આ ઉમ્મરમાં તો સંમ્ભવ, અ-સંમ્ભવની વાતજ ન કરવી, ગમે તેમ ત્હમે સમજો પણ હું ધારૂં છું કે જમાઇ બાબૂ જંજીર પણ તોડી ચુકે તેમ છે.

કમલિની જુઠો ક્રોધ બતાવીને બોલી;—તું તો સદાય જૂઠ્ઠી છે.

"કેમ ? શું હું જુઠ્ઠું કહું છું ?"

ન હોય તોપણ એ દોશ પુરૂષમાં સ્હેજમાં મળી આવે છે; પણ યોગેન્દ્રનો જેવો સ્વભાવ છે, ત્હેના પ્રમાણમાં એવો સંદેહ મ્હને આવતો નથી.

મ્હોટી બ્હેન ? સ્વભાવ જેમ ચાહે તેમ કેમ ન હોય ? આ

વખતે, વિનોદને સાથે કેમ ન લઇ ગયા? એ વાતથી સર્વ સંદેહ ઉત્પન્ન થાય છે.

કમલિની ધારો કે અત્યન્ત ચિંન્તાની સાથે બોલી; ઠીક, પણ માધી? યોગેન્દ્ર વિનીને છોડીને એક દીન પણ ન રહેતા, આ વખતે કેમ સાથે ન લઇ ગયા?—આશ્ચર્ય.

"બ્હેન? એનાથી તો સંદેહ થાય છે કે જમાઈબાબુની ચાલ ચલણ ખરાબ થઇ ગઇ છે; અને ન્હાની બ્હેનની સાથે તેમને ફાવતુ નથી, એ કારણથી આ વખતે ઘેર મૂકી ગયા છે."

(અરે? કોણ જાણે છે કે કોઇના મનમાં શું છે?)

સાચુ હોય, ધારો કે જૂઠું હોય, સંભવ હોય—અને—અસંભવ હોય વાતો સાંભળતાંજ વિનોદિનીની છાતી ફાટી ગઇ. એ કામનું બ્હાનુ કરીને જીવ ભરાઇ આવ્યો; એટલે શૌચને માટે એ મકાનમાંથી બહાર ચાલી ગઇ અને વિનોદિનીના જવા પછી; માધી અને કમલિની ઘણીવાર સુધી પેટ ભરીને હશી ખુશી થઇ.

માધી બોલી; એનીજ દવાઓ કામ કરે છે.

કમલિનીએ કહ્યું, તું ગમે તેમ કહે પણ, વિનીનું કષ્ટ જોઇને મને ઘણોએક વિચાર થાય છે. "માધીએ ઉદાશ થઇને કહ્યું;—"

"ત્યારે પછી મતલબ શી છે?"

કમલિની કાંઇક ચિંન્તા કરતાં બોલી;—મતલબ શી છે, તે હું સારી રીતે જાણું છું, પણ કામ સારૂ થતું નથી. ધારો કે કોઇ કહે છે કે; આ કારણથી સર્વ નાશ થશે. તોપણ હું એ કામના સંકલ્પનો ત્યાગ કરી શકતી નથી. વિનોદિનીનું જેમ થવાનું હશે તેમ થશે.

અદૃષ્ટમાં જે કંઇ લખ્યું હશે તેમ થશે. હું આ સંકલ્પનો કદી ત્યાગ નહિ કરૂં. એ સાધ તો ગમે તેમ હોય પણ મારે મટાડવી જોઇશે.

સહસા ઘરમાં શોર બકોર થઇ ગયો;–ગભરાયલી એક દાસીએ આવીને ખબર આપી;–જે ન્હાની બ્હેનને મૂર્છા આવી ગઇ છે.

( માધી અને કમલિની તે તરફ દોડી.

---

## પ્રકરણ ૪ થું.

---

### સ્ત્રિ દેવતા.

---



ધ્યા સમયે, રાજધાની કલકત્તાની વિચીત્ર શોભા ધારણ કરેલી દ્રષ્ટિગોચર થાય છે, ફુટાછુટા રાજપંથો ઉપર ગ્યાસની બત્તિ બળી રહી છે; કીંમતિ અને ખૂબ સુરત ઘોડા ગાડીઓ, વિલાસી આરોહીઓ, રોકબંધ આવવા જવા લાગ્યા છે. જથાબંધ મજુરો માંછલીઓ લઇ ઘર તરફ ફરી રહ્યા છે; સાહેબ લોક બંગાળી દુકાન આગળ એટલી ધમાલ મચાવતા નથી, વળી કેટલાક બંગાળીઓના ઢીલાપાયજામાથી વિચિત્ર દેખાવ થઇ રહ્યો છે. અને અદ્ભૂત વેશધારી કિરાણી બાબૂલોક, કોઇ સુરણ, કોઇ માછલી, અને કોઇ રૂમાલમાં આલુ લઇ નિચુ મોઢું કરી ઘર તરફ ફરી રહ્યા છે ચીના બજારના દુકાનદારો, ચાવીઓનો ગુચ્છો હાથમાં લઇ નફા નુકસાનની વાતો કરતા ઘર તરફ ફરી રહ્યા છે. "બરફ જોઇએ?" લ્યો ચના

जोर गरम ? आदी शोर करता फेरीआओ रस्तापर नजरे पडे छे. अने केटलाक फेरीआओ शहेरना रस्तापर टकशाळ खोली रह्या छे. एटले ए लोक रुपियाना पैसा ६२ लेखे आपे छे. कलकत्तामां परचूरणनो व्यवहार पण एमज चाल्यां जाय छे. सर्व लोक चंचळ छे. कोइ पेटनी ज्वाळाथी गभराई रह्या छे, तो कोई कामकाजने माटे गभराइ रह्या छे. कोइ दगा प्टका करवाने माटे व्यस्त छे. तो कोइ सभ्यतानी ठीटपाटमां व्यस्त छे. अने केटलांक चश्मा धारी बाबू धीरेधीरे गजेन्द्र गमनथी चाली रह्या छे. व्यस्त छे. लोकोनी आंखोमां धूळ नाखवाने माटे एवा प्रकारे सारी पुरी व्यस्ततामां लोक व्यति व्यस्त थई रहेला छे. कहेवानो मतलब ए छे के शुद्ध भावथी संध्याना समये कलकत्तानो जन प्रवाह जोतां अने संसारना अनेक विषयोनु ज्ञान मेळवतां; तमने कंइक बोध अबोध मालूम पडशे.

एवा समये गोळ दीघीनी बाजुना रस्तापर बे आदमी उभा छे. सखत गरमीना लीधे, ललाटपर परसेवो फरी वळ्यो छे. ए बंन्ने युवकोमांथी एक आपणो; पूर्व परिचित योगेन्द्र छे. अने बीजो योगेन्द्रनो सहपाठी सुरेश छे. कंइ कंइ वातो पछी योगेन्द्र बोल्यो.

"केवी आश्चर्यनी वात छे सुरेश ? हुं ज्यारथी अहीं आव्यो छुं. त्यारथी एक एक करतां विनोदिनीने छ पत्रो लख्या, पण त्हेमांना एकनो पण उत्तर मने मळ्यो नथी" सुरेशे निश्चत भावथी कह्युः—

"एमां आश्चर्यनी केवी वात छे ?"

યોગેન્દ્ર બોલ્યો:—"શું કહોછો." જે મ્હને પ્રતિદીન પત્ર લખ્યાં કરતી. અને મ્હારો પત્ર નહિ મળતો તો તે અધીર થઇ જતી: અને હવે હેની બે અઠવાડીઆંથી કંઇ પણ હકીકત મળતી નથી, એનાથી વધારે ભયંકર વાત કઈ હશે?

સુરેશે હસીને કહ્યું:—માલુમ થાય છે જે એઓને હમારો પત્ર નહિ મળ્યો હોય.

[ કોઇપણ પત્ર નહિ મળ્યો હોય એ તો અસંભવ છે. ] ધારો કે પત્ર મળતાં પણ ઉત્તર નહિ લખ્યો હોય.

યોગેન્દ્રે છટ્ નાંન્સન્સ કરતાં કહ્યું:—તમો તો કોઈ ગાંડી વાતો કરો છો. વિનોદિનીએ મ્હારો પત્ર મળતાં પણ ઉત્તર નહિ આપ્યો એનાથી વધારે અસંભવ વાત બીજી કાંઈ નથી.

સુરેશે હસતાં હસતાં કહ્યુ:—હમે પક્કા સ્ત્રિના ટટ્ટુ છો.

ગર્વિત ભાવથી યોગેન્દ્ર બોલ્યો:—હમારૂ ધારવુ મંદ છે. વિનોદિની જેવી સ્ત્રિના સ્વામિ થઈ, સ્ત્રિના ટટ્ટુ બનવું એ કેટલા સુખની વાત છે? એમાં તમો કંઈ સમજો નહિ.

સુરેશે નિશ્ચિંત ભાવથી જુવાબ વાળ્યો;—ઇશ્વરની પ્રાર્થના કરૂંછું જે, મને એવી સમજ ન પડે; હમે લોકો સ્ત્રિ દેવતાના ઉપાસક છો. તમે બોક એવી વાત કહી શકોછો. કિંતુ મ્હારે એવો વિશ્વાસ છે, તે નિશ્ચયથી હું કહુંછું જે, સંસારમાં જે કંઇ બુરાઇની ખાણ છે, તે સ્ત્રિઓમાંજ છે.

યોગેન્દ્ર ગંભીર ભાવથી બોલ્યો;—સુરેશ! હમારા અધિકાંશ મતામતને હું અતિ સારવાન સમજી ગ્રહણ કરૂંછું. કિન્તુ સ્ત્રિઓના સબંધમાં હમારો જે—અનુચિત વિદ્વેશ છે. એ સાથે મ્હારી કાંઇ પણ

સહાનુભુતિ નથી. તમે ચાહો તેમ કહો પણ વિનોદિનીની ચિંતાથી મ્હારૂ ખાવું પીવું અને સુવુ હરામ બરોબર થઈ ગયું છે. સ્હામે પરિક્ષા ઉપસ્થિત છે. કિન્તુ મ્હારે તો હમણાજ પરિક્ષા આપવી હતી. હવે તો હું કાલેજ ઘેર જઇશ.

"જાઓ, જઇને જોશો કે વિનોદિની સુસ્ત શરીરથી હસતી ખેલતી હસે." (ઠીક એમ હોય ?)

સુરેશ પોતે પોતાના મનમાં કહેવા લાગ્યો;–આ દુષ્ટ સ્ત્રિઓ એવા અનર્થોની જડ છે. તેઓની પાસે એવો અદ્‌ભૂત મોહ મંત્ર છે કે લોક તેઓના દોશ જોતાં પણ આંધળા બની જાય છે; યોગેન્દ્ર હસીને બોલ્યો;–સુરેશ ? મ્હને નિશ્ચય બોધ થાય છે જે–ત્હમારી બુદ્ધિ મારી ગઈ છે.

ઠીક, પણ ત્હમે આ ભયંકર જાતીને પિછાણુતા નથી. વિનોદિનીને જ્યારે પૂછશો ? કે વિનોદ ! તું પત્ર કેમ નહોતી લખતી ? ત્યારે વિનોદ ઉત્તર દેશે કે–અમુક છોકરાને માટે એક જોડી મોજાં તૈયાર કરવામાં રોકાઇ હતી, અથવા કહેશે કે સુરપંખા નાટક વાંચવામાં ઘણીજ વ્યસ્ત હતી. અથવા કહેશે કે સ્યામાની માની સાથ નટો (પુરૂ નામ નટવિહારી–હશે.) ની ફોઇનો ઘણાજ દિવસથી ઝગડો ચાલી રહ્યો છે. એ કારણથી મ્હારા કાનનાં પડદા ફાટી જતા હતા. એટલે ચિઠ્ઠી કેવી રીતે લખું ? ભાઈ; એવુ કોઈ કામ નથી કે ઓરતો ના કરી શકે તેઓ પર એવો વિશ્વાસ કદી પણ ન કરવો–

યોગેન્દ્ર ખીજાઇને બોલ્યો;–છટ્ સુરેશ ?

સુરેશ;–ઠીક હમણા મને કામ છે. હું આ ચાલ્યો; આ વિષયમાં ત્હમારી સાથે બીજી વખત વાત થશે. ત્હમે કાલ સાચેસાચુ ઘેર જશો ?

યોગેન્દ્ર બોલ્યો;-વિચાર તો છે. વળી વિચાર શો છે ? નિશ્ચય જાણીશ.

"તમારી જેમ ઇચ્છા હોય તેમ કરો. કિંન્તુ એટલુ કહુંછું જે આ માટે વિના કારણુ અધિર થઈ આખુ વરસ ખરાબ કરી રહ્યાછો?"

એમ કહી સુરેશ ચાલ્યો ગયો; યોગેન્દ્ર એકલો ફરવા લાગ્યો. દારૂણ ચિંતામાં પડેલો સુશિતળ પવન સેવન કરતાં પણ તેની ચિંતાની શાન્તિ ન થઇ" એ મનમાંને મનમાં બોલ્યો;-સુરેશે જેમ કહ્યું ત્હેવી વિનોદ હશે ? છટ્ વિનોદ કેમ ચિઠ્ઠી નથી લખતી ? વિનોદિની બિમાર છે.-ગમે ત્હેવી વાત હોય, એવા પ્રકારે શોચતાં વિચારતાં, યોગેન્દ્ર, ઘર તરફ ફરવાનો ઉદ્યોગ કરવા લાગ્યો. એણે ઘર તરફ ફરતી વખતે જોયુ તો, એક બુઢ્ઢી ઘણાજ કાતર ભાવથી રોતી રોતી ચાલી આવે છે. વૃદ્ધાની અવસ્થા, અને કાતરતા જોઇ, સદય સ્વભાવથી યોગેન્દ્રનુ કાળજુ પાણી પાણી થઇ ગયું. ત્હેણે પૂછ્યું;-બુઢ્ઢી કેમ રૂવે છે ?

વૃદ્ધા; એ પ્રશ્નથી વધારે રોઈ પડી; રોતી રોતી ડૂસકાબંધ અવાજથી બોલી;-બાબૂ ? મ્હારી કિસ્મતમાં આગ લાગી છે.

વળી તે વધારે વધારે રોવા લાગી; ક્રમ મુજબ ચારે બાજુએથી લોક ભેગા થઇ ગયા.-બુઢ્ઢી બોલી, એકએક કરતાં યમ મ્હારાં સર્વેને ખાઈ ગયા.-મારૂ ઘર છોકરા છોકરીઓથી ભર્યું પૂર્યું હતું-હું અભાગણી એ સર્વેને યમને હવાલે કરી અધર થઈ બેઠીછું-

વૃદ્ધાની કાતરતા, અને ત્હેનો મલીન વેશ જોઇ યોગેન્દ્રની આંખો આંસુથી ડબડબ ભરાઈ ગઈ. વૃદ્ધા વળી બોલી; એક ન્યાતિલો છે. તે પણ જોવામાં આવતો નથી રે બાપ ?

એમ કહી વૃદ્ધા ત્યાં પછાડ ખાઇ પડી ક્રમથી ભીડ વધવા લાગી. ભીડ હતી–તમાશા બીજાને માટે, કલકત્તા રૂપિયાને માટે રોજી-રોજગારને માટે ફંદ ફરેબને માટે, ઇદ્રિય સુખને માટે છે. એ સ્વાર્થ પરમ શિખવાનુ સ્થાન છે, કુનિતિની ખાણને સ્વર્ગિય મનોવૃત્તિની વધ્ય ભૂમિ છે. અતએવ વૃદ્ધાને ચ્હારે બાજુએથી ઘેરીને લોક ટોળુ વળી ઉભા હતા અને આ ઘટનાને પોતપોતાની નજરથી જોવા લાગ્યા–

એ દર્શક બોલ્યો કે;–ચાલો ભાઈ? કામપર જઇએ. કોઇનુ દુઃખ કોણ જુએ? બીજો બોલ્યો;–એ સર્વ ઠગપણુ છે. ત્રીજો કોઇ બોલ્યો;–ભીખ માગવાનો ઢંગ છે. એક નવા આવેલા જોનારે નિકટ-નો વ્યક્તિને પ્રશ્ન કર્યો;–ભાઈ; આ શું છે? તેણે સંક્ષેપમાં સર્વ વાત કહી સંભળાવી. સાંભળતાંજ પુછવાવાળાએ કહ્યું;–ઓહ–એજ વાત છે ને? ત્યારે તો કુશળ છે–

યોગેન્દ્રે પૂછયું;–બુઢ્ઢી? ત્હમારા ન્યાતિલાને શું થયું છે? "બિમાર છે. હજુ સુધી અરે બાપરે, મ્હારૂં શું થશે દાદા?

( ત્હમે રહોછો ક્યાં? )

"બાગ બજારમાં"

( અહીં કેમ આવ્યાં હતાં? )

વૃદ્ધા બોલી;–સાંભળ્યું છે કે આ દવાખાનામાં ધર્માદાથી દવા મળે છે. એ કારણથી કોઇ પ્રકારે મરતાં મરતાં પણ આટલે દૂર આવી, તોપણ બાપ્પ? કોઇએ આ દુઃખાનીની વાત ન સાંભળી. ઓહ? હજુ સુધી એક બુંદ ઔષધી ત્હેના પેટમાં ગઈ નથી.

વૃદ્ધા ઉંચા સ્વરથી રોવા લાગી;–યોગેન્દ્ર સમજ્યો જે રોગી સાથે છે નહિ. દવા કેવી રીતે અપાશે? એ રસ્તે થઇ એક ખાલી

ગાડી જઇ રહી હતી યોગેન્દ્રે ગાડીવાનને ગાડી રોકવાનુ કહ્યું—ગાડી ઉભી રહી; યોગેન્દ્રે વૃદ્ધાને કહ્યું;-" આ ગાડીમાં બેસો હું ત્હમારી સાથે આવું છું. હું ડૅાક્ટરી જાણુછું. કંઇ શોચ કરશો નહિ."

વૃદ્ધા ઉભી થઇ બોલી; ત્હમે રાજરાજેશ્વર થજો. કિન્તુ બાપુ ગાડી ભાડુ આપવાને માટે પૈસા તો મારી પાસે છે નહિં?

યોગેન્દ્ર બોલ્યો;-" એના માટે ત્હમોને કાંઇ ચિંતા નથી; ત્હમારે દવાદારૂ અથવા ગાડીભાડાને માટે કાંઈ શોચ કરવાની જરૂર નથી."

વૃદ્ધાને હાથ સ્વર્ગ આવ્યું. અનવરત આશિર્વાદ કરતી ગાડીમાં બેઠી. યોગેન્દ્રે પણ એ ગાડીમાં બેઠો. ને ગાડી ધમધમ કરતી બાગ બજાર તરફ ચાલી.

## પ્રકરણ ૫ મું.

### શરીર અને મન.



જે દિવસે દિવસના બે પ્રહર સમયે, યોગેન્દ્ર ઘેર પાછો ફર્યો; વિનોદિનીને માટે ઉત્કંઠાથી અસીમ વિચાર કરતો હતો. ત્યાં વૃદ્ધાને ઘેર આખી રાત અનાહાર અને જાગરણ કરવાથી, અને આજ પણ બે પ્રહર સુધી સ્નાન કર્યા વગર અનાહાર રહ્યો હતો; અને રોગીની પાસે બેસવાથી તેની બરદાસ્ત કરવાં યોગેન્દ્રનુ શરીર

અને મન બંન્ને અવસન્ન થઇ ગયાં હતાં, ત્હેના ઘણાજ યત્નથી, રોગી બચી ગયો, અને ત્હેનો પથ્યઆદિનો બંદોબસ્ત કરીને તેના નિર્વાહને માટે વૃદ્ધાને કંઇક રૂપિયા આપી યોગેન્દ્ર ગાડીમાં બેઠો. ગાડીમાંથી ઉતરી ઘેર જવું, તે યોગેન્દ્રને માટે પહાડ સમાન હતું તે સમજ્યો કે આજ તો જરૂર જ હું બિમાર પડીશ; ઘણાજ કષ્ટથી ઉપર જઇ જેમ હતો તેમ જઇને સુઇ ગયો; કેટલીક વાર સુધી થાકીને જોઇને પડી રહ્યો. ઘરમાં એક નોકર અને એક રસોયા સિવાય કોઇ નહોતું બંન્ને જણુ ઘડી યોગેન્દ્રની ખબર લેવા આવ્યા એઓ સમજ્યા કે બાબૂને ઘણીજ નિંદ્રા આવી છે, એ સમયે જમાનાની રીતે અનુસરી જે ખુશી થતાંજ અનેયો ડીવાર વિચાર કરતાં એ વખત ઉચિત જાણીને સર્વેએ ખાઇ પી લીધું.

દિવસના ચાર વાગે યોગેન્દ્ર હોંશિયારીમાં આવ્યો. તે સમજ્યો કે તાવ આવ્યો છે. ત્હેણે વિચાર કર્યો. જે માનસિક ઉદ્વેગ અને શારિરિક શ્રમ એ આ તાવનાં કારણો છે, યોગેન્દ્રનાથ ફરી સુઇ ગયો તેના સહચરીઓએ પણ આવીને જોયુ તો બાબૂને તાવ આવ્યો છે. અને ત્હેણે જઇને બ્રાહ્મણને ખબર આપી. એ બુઢ્ઢા બ્રાહ્મણને વિશ્વાસ હતો કે, આમાં નાડી જોવાનુ કાંઇ કારણ નથી, અને એ વિષયમાં ત્હેનુ જ્ઞાન ગમે તેવુ હોય પણ આપણ સારી રીતે જાણીએ છીએ કે, તરકારીમાં કદી મીઠુ તો નાખતાજ નહોતા.

[ ઠાકુર મહાશય યોગેન્દ્રની નાડી જોઇને નોકર સાધુ ચરણને આવી કહેવા લાગ્યો. ]

" બાબૂની નાડી કૂપિત છે, વાયુનો કોપ અધિક છે. આજની અવસ્થા ઉપવાસની છે. કાલ બીજી વ્યવસ્થા કરવામાં આવશે. "

નોકર બોલ્યો:—મેં બાબુને બિમારીની વાત પૂછી હતી. તેઓએ કાંઇ નહિ કહ્યું. બોધ થાય છે જે તેઓને કાંઈ પણ નથી થયું.

ઠાકુર મહાશય બોલ્યા:—તેનાથી શું? ત્હેમને રાતનો ખાવા પિવાનો બંદોબસ્ત કરો.

યોગેન્દ્ર બાબૂના બંન્ને નોકરો તેઓની બિમારીના સબંધમાં આવા પ્રકારની મિમાંસા કરી નિશ્ચિંત થયા, યોગેન્દ્રનાથ એકલા એ ઘરમાં રહ્યા. નિંદ્રામાં અનેક તરેહનાં સ્વપ્ન અને ખોટી ખોટી શંકાઓ આવીને તેઓને ડરાવવા લાગી. બે પ્રહર રાત્રિના ગયા પછી યોગેન્દ્રનાથની નિંદ્રા ઉડી ગઇ. અને તેઓનાં ડરામણાં સ્વપ્નોનો છુટકારો થયો. તાવ કમી થયો નહિ. તાવનો સબંધ નથી પણ યોગેન્દ્રને ખબર પડી કે તેને ઘણા એક કલાકોથી તાવે મૂર્ખની માફક દૂર્બળ અને ક્ષિણ કરી દીધો છે. માથામાં ચક્કર આવી રહ્યાં છે. પૃથ્વિ ધૂમી રહી છે, ચારે બાજુ અંધારૂ છે, ચિંન્તાનું કાંઈ ઠેકાણું નથી. ધારો કે સ્હામે ભયાનક વિપત્તિ છે તે સમજ્યો કે તાવ વધારે નથી. હુકમ કર્યો;—સાધુ ચરણ ?—

ત્હેનો ધીમો અવાજ સાધુચરણના કાનો સુધી પહેચ્યો નહિ. કાંઇ વખત બાદ બોલાવ્યો તોપણ, કાંઇ ઉત્તર મળ્યો નહિ. ત્રિજીવાર સાધુચરણ આંખ મીંચતાં મીંચતાં આવી બોલ્યો;—મ્હને બોલાવોછો?

યોગેન્દ્રને એ કાંઇ યાદ નહિ રહ્યું કે; શા કારણથી ત્હેણે સાધુ ચરણને બોલાવ્યો હતો? તે ચૂપ રહ્યો. સાધુચરણે ફેર પૂછ્યું.— મ્હને શું કહો છો?—

યોગેન્દ્રે આંખ મિંચતાં જોયુ અને બોલ્યો;—" અરે હમે એકવાર વિનોદિનીને બોલાવો. ને તે ક્યાં છે ?''

વિનોદિની કોણ છે, એ સાધુ ચરણ જાણતો નહોતો તેણે વિચાર કર્યો કે શું, બાબુને ભૂત તો વળગ્યુ નથી ને ? તેણે ડરતાં ડરતાં પૂછ્યું. મ્હને શું કહો છો; તે હું સમજી શકતો નથી.

યોગેન્દ્ર વળી આંખો મિંચતાં અહીં તહીં જોતાં કહેવા લાગ્યો "અરે સુરેશ બાબૂ ? " સાધુ હમણા પણ કાંઇ સમજી શક્યો નહિ. અને કોઈ પૂછવાનો પણ સાહસ થયો નહિ. અને એ મંત્રી સાહેબ ઠાકુર મહાષયની સલાહ લેવા ગયા. કિન્તું ઠાકુર મહાષય એ વખતે નિશ્ચંત મનથી નાક વગાડી રહ્યા હતા. તેથી તેમની સાથે વાત કરવી. તે સંભવ પણ નહોતું. વાતચિત થઇ પણ નહિ. પ્રાતઃકાળમાં જ્યારે ઠાકુર મહાષયે જ્યારે નાક વિનિની ડ્યુટિ ( Duty ) ને રજા આપી ત્યારે સાધુ ચરણે, તેઓને સર્વ હાલ કહી સંભળાવ્યા. તેઓએ ગંભીર ભાવથી જુવાબ વાળ્યો.

( ઠીક ઠીક બાબૂની ચાલ ચલણ બગડી છે. )

" કેવી રીતે સમજ્યા પંડીતજી ? બાબૂ તો એવા આદમી નથી " ઠાકુર મહાષય હસીને બોલ્યા.

ચાલ ઉલ્લું કોણ આદમી કેવો છે. એ કાંઇ થોડુ કોઇ કહી શકે છે. જાણુતો નથી જે બાબૂનો આજ કાલ ક્યાંઇ જીવ લાગી રહ્યો છે. પરમ દહાડે ત્રિજા પ્રહરના ગયેલા રાત્રિ દિવસ રહી કાલ બે પ્રહર સમયે ઘેર આવ્યા છે એ સર્વ ખરાબ ચાલ છે. જ્વરમાં જેમ તેમ બકતાં બકતાં પણ ઓરતનુ નામ લે છે. નિશ્ચય બાબૂની ચાલ બગડી ગઈ છે. મેં એવું ઘણુંજ જોયું છે.

સાધુ ચરણે મ્હોટી મોટી આંખો કરીને કહ્યુ;—હેનો ઉપાય ?

"હમારી ખોપરીને મ્હારૂ શીર."

એ બંન્ને પંડીતો બેશીને જે સમયે આવા પ્રકારની સલાહ કરી રહ્યા છે. એ સમયે સુરેશ બાબૂ એ ત્યાં આવીને પૂછયું બાબૂ ઘેર ગયા ?—

સાધુ ચરણે ઉત્તર દીધો:—ના સાહેબ ? તેઓને તાવ આવ્યોછે.

"તાવ આવ્યો છે ?"

જીહા ? પછી કાંઇ ન બોલતાં સુરેશ યોગેન્દ્રના મકાનમાં ગયો. સર્વ લક્ષણુ જોઇને સુરેશ માથાપર હાથ મુકી બેશી રહ્યો. યોગેન્દ્રને તાવ વધારે નથો. યોગેન્દ્ર ધીરે ધીરે કનીષ્ટ સ્વરથી બોલ્યો. સુરેશ-ભાઇ ? હમોએ શું જોયું ? જ્વરતો જેવો તેવો નથી. માલુમ થાય-છે જે હવે આ જીવનમાં વિનોદિનીની સાથે ભેટ થશે નહિ. મેં કાલ રાત્રે સ્વપ્ન જોયું છે કે વિનોદિની ધારો કે આકાશની નિચે નક્ષત્રો-માં ઘેરાઇ ગયલી છે; અને હું નિચેથી હેને જોર જોરથી બોલાવી રહ્યો છું. કહુ છું કે વિનોદ મને છોડીને તું કયાં ગઇ ? ઘણી વાર પછી વિનોદિની મારા ઉપર સ્નેહભરી દ્રષ્ટિ પડી—એ બોલી, પહેલાં કેમ નહિ કહ્યું;—પહેલાંથી કેમ નહિ સમજ્યા હમને જોવાને માટે તો આટલી દૂર આવી છું. પણ હવે તો અહીંથી પાછા ફરવાનો કાંઇ ઉપાય નથી. યોગેન્દ્ર ? હવે આ જન્મમાં હમારી સાથે ભેટ થવાની આશા નથી, હું મૂર્ખની માફક રોવા લાગ્યો; પછી વિનોદિની બોલી;—શુ થશે ? જો આવી શકો તો અહીં આવો; મારાથી ત્યાં જવાયુ નહિ વળી વિનોદ બોલી છટ્ યોગીન્—તમો ઉભા રહો હુ હમારી પાસે એક બે વાતો કહેવાને આવુ છું. વિનોદ આવી; મેં હાથ લાંબા

કરીને ત્હેને પકડવાનુ ધાર્યું-ત્યારે તે બોલી;-યોગીન્ મને હવે ત્હમે પકડી શકશો નહિ. હું ત્હેને પકડવાને જેટલો અગ્રેસર થવા લાગ્યો. તેમ તે પણ એટલુજ પાછળ હઠવા લાગી. છેવટે હું એક દુસ્તર સમૂદ્રરૂપ વિનોદિની પાછળ પડયો. મેં ધાર્યું કે હવે વિનોદિની ક્યાં ભાગી જશે? કિંન્તું વિનોદ હસતી હસતી, એજ જળરાશી ઉપર થઇને ચાલી ગઈ. પણ હું અભાગીઓ; ત્યાં-જઇ શક્યો નહિ. અને તિરપર બેશી વિનંતી કરતો રોવા લાગ્યો વિનોદ સમુદ્રપર હાથ ફેલાવીને કહેવા લાગી-"પાછા ફરો અને ચેષ્ટા ન કરો;" છેવટે વિનોદ સમૂદ્રની પેલી પાર પ્હોંચી ગઇ. ત્યારે પણ ત્હેની મૂર્તિ કાંઇ કાંઇ દેખાઇ પડતી હતી. અને તે ત્યાં પણ સ્થિર ન રહી બરાબર ચાલવા લાગી. અને હાથ હલાવીને મને પાછા ફરવાને કહેતી ગઇ એ પછી ક્રમથી એ એટલી દૂર ચાલી ગઇ કે; તે દેખવામાં આવી નહિ-ઘોર યંત્રણાથી હું મુડદાની તરેહ થઇ ગયો; એ સમયે ત્હમે આવ્યા-અને મ્હારી નિંદ્રા તુટી જતાંજ, આમંત્રણાનુ અવસાન થઇ ગયું. સુરેશ; એ શુ ખરાબ સ્વપ્નુ હશે? ભાઇ; મ્હારૂ શુ થશે?

સુરેશે જાણ્યુ કે વિનોદિનીની ચિંતાથી ત્હેને આ દુઃખ ઉત્પન્ન થયુ છે; જ્યાં સુધી આ ચીંતાનો છુટકારો નહિ થાય, ત્યાં સુધી જીવનની આશા ત્યાગ કરવી પડશે;-બોલ્યો,—

"ચિંન્તા શી વાતની છે? હુ વિનોદીનીને આવવાનું લખુંછું" આવવાનુ લખશો, એ મ્હારા પત્રોનો ઉત્તર નથી આપતી; માટે એ બિમાર છે. આવી શકશે નહિ-ભાંઇ શુ થશે? સુરેશ સમજ્યો, શ્રોત જેટલુ હોય તેટલુ સંભવ છે-ઉલટી-ચિંન્તા વધી ગઈ છે. બોલ્યો;-હુ રજીસ્ટર્ડ કરી પત્ર લખું છું.-

( જો કે તે કુશળ નહિ હોય. )

" તો પણ ત્હમારા બિમારીના હાલ સાંભળીને કોઇને કોઇ જરૂર આવશેજ. "

( વિનોદનુ શરીર સારૂ હશે તો પણ નહિ આવે. )

હવે જો એમ હોય તો એવી વાત સમજો જે; વિનોદ પાપી છે. શોચ કરવો તો દૂર રહ્યો; પણ તમારે તેનુ નામ પણ ન લેવું–

યોગેન્દ્ર આંખો ચોળતાં ધીરે ધીરે બોલ્યો;–પરમ દિવસે જાણીશ કે, વિનોદિની માણસ છે કે પત્થર–

સુરેશે ગભરાઇને પત્ર લખ્યો, પોતાની લખાવટથી માલુમ થયું જે–જો વિનોદ રાજીખુશીમાં હશે તો પત્ર વાંચતાં જરૂર ( અવશ્ય ) અહિં ચાલી આવશે–

સાધુ ચરણે હુકમનો આદર કરી, પત્ર પોષ્ટમાં નાંખી રજીસ્ટરની રસીદ લાવી સુરેશના હાથમાં આપી દીધી; અને યોગેન્દ્રને રસીદ બતાવતાં બોલ્યો; આ જુઓ રસીદ છે. ત્હમે ચિંન્તા ન કરો, પરમ રોજ કોઇની સાથે વિનોદિનીની સ્વારી આવી ત્હમારા દરવાજા પર ખડી થઈ જશે, આ સમયે તમે સ્થિર થાઓ, દવા દારૂનો બંદોબસ્ત કરૂં છું—

ગભરાયલો કૉલેજમાં જઇ સુરેશે અધ્યક્ષ સાહેબને આંખોમાં આંસુ લાવતાં, સર્વ વાત નિવેદન કરી. અધ્યક્ષ ડાકટર સાહેબને ચિઠ્ઠીલખી, સુરેશ ડાકટર સાહેબને લઇ જલદી યોગેન્દ્રને ઘેર આવ્યો. અને યથારીતી ત્હેની દવા કરવા લાગ્યો. સુરેશ સર્વ કામ છોડીને પોતાના રોગ ગ્રસ્ત મિત્રની શય્યાની પાસે બેસી, તેની જીવ દઇને ચાકરી કરવા લાગ્યો, ગઇ રાત્રે સુરેશને નિંદ્રા પણ આવી નથી. અને ડૉકટરે દવા આપવાથી યોગેન્દ્રને કંઇ પણ ફેર માલુમ પડતો નથી.

# પ્રકરણ. ૬ ઠું.

## ખોટી સલાહ.



જોતાં જોતાં છ દિવસ વિતી ગયા. યોગેન્દ્ર બિમારજ છે. સખત ઉનાળાનો ગરમી છે. દિવસના ત્રણ વાગ્યા છે. યોગેન્દ્ર એમકાનમાં પોતાની શય્યાપર પડેલો છે, એ આંખો ચોળતી બિછાનાની પાસે બેઠેલી. એક જગન્મોહિની સુંદરી ધીરે ધીરે રોગીને દવા કરી રહી છે. તેની પાસે પલંગની નિચે એક બીજી સ્ત્રિ બેઠી છે. એ પણ આપણી વિરઆમની નામચીનદાસી બાધીજ છે. પાસેના એક મકાનમાં ખુરશીપર બેઠેલો સુરેશ, ઉંઘી રહ્યો છે એ ઘરમાં સુરેશની પાસે એક બીજી ખુરશીપર, એક બાળક બેઠેલો છે. એ બાળક નિલરતન કમલિનીનો ભત્રીજો ત્હેના જેષ્ટ ( સ્વસુર પક્ષ ) નો દીકરો છે.

દરવાજાની બહાર એક પાલખી પડી રહી છે—પાલખીની સાથે આવેલો દરવાન ચૌબો દરવાજામાં બેઠો ખભાપર ભાર દઇ, નાક વગાડી રહ્યો છે; ઉડીસાના રહેવાવાળા તિલકચંદનથી કપાળ ચિતરી નાખેલા પાલખીવાળા, દરવાજાનો રસ્તો છોડી દાદરની બીજી બાજુએ કપડાં બિછાવી સુઇ રહેલા છે. કેવળ એક બેઠેલો તમાકુ પી રહ્યો છે.

યોગેન્દ્રે એકવાર આંખ મિંચીને જોયું; તો કમલિની પરમ રમણીય મુખ ત્હેના નયન પથમાં ચલીત થઇ ગયું—

કમળ બોલી;—" યોગીન્ ? "

યોગીનનાં એ સમયે નેત્ર બંધ હતાં અને તેના કાનો સુધી અવાજનો પોકાર પહોંચ્યો નહિ. કિન્તુ થોડીવાર બાદ યોગેન્દ્રે ફેર આંખો ખોલી જોતાંજ બોલ્યો;—કમળ ત્હમે છો

કમલિની બોલી;-તમારી બિમારીના હાલ સાંભળી આવી છું.

યોગેન્દ્ર;-" અને વિનોદ ? "

કમલિની;-એ ખુશી મજામાં છે.

યોગેન્દ્ર;-મ્હારી ચિઠ્ઠીનું શું થયું ?

માધીએ કમલિની કૂખમાં ચૂંટણી ખણી;-

" કમલિની બોલી " તમારી ચિઠ્ઠી વિનોદિનીને આપવામાં આવી નથી. કારણ વિનોદિની ગર્ભવંન્તિ છે એટલે ત્હેને સંવાદ આપવો ઠીક નહિ.

એટલુ દુઃખ હતું છતાં યોગેન્દ્રના મુખ પર હસવું-આવ્યું; માયા ? ત્હમારી પ્રભુતાનો પાર નથી, તે બોલ્યો, ઠીક સારૂ કર્યું કે, તે પત્ર ન આપ્યો.

કમલિની ધીરે ધીરે બોલી;-એ ચિઠ્ઠી મારા હાથમાં આવી. મેં જોયુ કે લખાવટ કોઇ બીજાના હાથની છે. મેં તે વાંચ્યો. ચિંન્તાથી મને નિંદ્રા પણ આવી નહિ. રોતાં કકળતાં સ્હવાર થયું. સવારમાં ઉઠીને મેં સર્વેને કહ્યું કે; મેં મારા જેઠના છોકરાને સ્વપ્નમાં ગાંડો જોયો છે. આજ હું ત્હેને જોવાને જઇશ કોઇએ ના કહી નહિ. ને હું ચાલી આવી.

આપણ પહેલાં કહી ચુકયા છીએ કે કલકત્તામાં કમળની સાસુ છે; એ એવાં બહાનાં કહાડી વખતે વખતે કલકત્તે આવતી જતી હતી. આ વખતે પણ એવુ બહાનુ કાઢીને આવી હતી.

યોગેન્દ્રે કહ્યું;-કમળ ? ત્હમારા ગુણોની સીમા નથી. હું તમારા આગળ જેટલો રૂણી છું. ત્હેનો પરિશોધ થઈ શકશે નહિ; કમલિની-

એ કહ્યું;–યોગેન્દ્ર ? હમારા માટે મારા ઉપર જે કષ્ટ વિતી રહ્યું હતું. તેના હાલ હું શું બતાવું ? ભગવાન તમોને સાજાતાજા ઉઠાડે સુખી રાખે; એમાં મારો પરમ લાભ છે. અને પરમ કલ્યાણ છે.

"કમલિનીની આંખોના ખુણામાં ટપક ટપક બે બુંદ આંસુ ભરાઈ આવ્યાં; પણ યોગેન્દ્ર એ જોઇ શક્યો નહિ. કેમકે થાકના માર્યા. હેણે આંખો મીંચી દીધી હતી."

કમલિની યોગેન્દ્રના માથાપર હાથ ફેરવતાં એકી ટસે તેના મુખની શોભા જોવા લાગી. શોચ કરવા લાગી. શરીર રક્તમાંસથી બનેલુ છે; હૃદય, મનુષ્ય હૃદયની હિન વૃત્તિઓથી ભરેલુ છે. ત્યારે શા ઉપર હું આ લોભ સંવરણ કરૂં ? શું આજ સુધી કોઇપણ સ્ત્રિ આ જગતમાં આ લોભને વશ થઇ શકી નથી ? હવે જો કોઇ પતિવ્રતા હોય તો તે દેવી છે. પરંન્તુ હું એ દેવત્વ નથી ચહાતી, હું એ આમ્ય આકાંક્ષા કરી નિવારણ નહિ કરી શકું. લોકોની ઇચ્છા હોય તો ભલે મને પિશાચણી કહે, જો આ પાપથી મને અનંતકાળ સુધી નરકભોગ કરવા પડે તોએ પણ સ્વિકાર છે; તો પણ હું એ લોભ નથી રોકી શકતી. વિનોદિનીનો સર્વ નાશ થશે, એમાં શું ? આ જગતમાં શું. કોઇએ બીજાનો સર્વ નાશ કરી પોતાનુ ભલુ નથી કર્યું ?– ક્યા રાજાએ માણસોના રક્તથી પગ ધોયા વગર મસ્તકપર મુગટ પહેર્યો હશે ? કિંન્તું વિનોદ તો મારી પરાયી નથી. એ પરાયી નથી ખરી પણ યોગેન્દ્રની સાથે હેનો ચિર વિચ્છેદ થયા વગર મારી આશા ફળીભૂત થશે નહિ, એમાં મારો શો દોશ છે ? કેટલાએક બાદશાહ; અને કેટલાએક રાજાઓએ; પિતૃ હત્યા, ભ્રાતૃ હત્યા, પુત્ર હત્યા, કરીને રાજપદ મેળવ્યું છે; હવે જ્યારે સામાન્ય રાજપદના લોભથી

એવાં એવાં ખોટાં કર્મ કરી શકે છે. ત્યારે હું અતુલનિય સંપદથી કેમ નહિ–પોતાની બ્હેનને વંચિત કરી શકું ?

" બંધ દરવાજાની પાસે આવી સુરેશ બોલ્યો;–દવા ખવડાવવાનો સમય થયો છે. સીસામાં દવા રાખી છે. તેમાંથી એક ભાગ દવા આપી દેજો ?"

કમલિની દવાનો બંદોબસ્ત કરવા લાગી.

## પ્રકરણ ૭ મું.

## નવિ વ્યાધિ.





લેજના સાહેબની ચિકિત્સા અને સુરેશ તથા કમલિનીના યત્નથી ક્રમશ યેગેન્દ્રના રોગનો છુટકારો થયો. એક મહિના બાદ આજે ફેર ત્હેનાથી ભેટ થાય છે. આ એક મહિનામાં એ એવો બદલાઇ ગયો છે કે–ધારો કે તે યેગેન્દ્રજ નથી તેની એ કાન્તિ એ રૂપ સર્વ કંઇ રોગના આક્રમણથી વિનિષ્ટ થઈ ગયાં છે.

યેગેન્દ્ર એકલો બેઠો છે. તે સમયે માધી ત્યાં આવી પહોંચી; યેગેન્દ્રે માધીને જોઇ હસતાં હસતાં પૂછ્યું; " શી ખબર છે ? "

" મોટી બ્હેન આવશે, એ કારણથી મને પહેલાંજ ખબર આપવાને માટે મોકલી છું. "

ત્હમારી મોટી બ્હેનના ગુણોની શીમા નથી, તમારી ન્હાની બેને તો મને એકવાર દગો દીધો છે.

"માધી જરા હસમુખી થઇ બોલી;–એ કેવી વાત? માથા પર ચઢાવવાની ચીજને કોઈ પગથી ઠેલી મૂકે છે?"

( જોઉતો તેમ છું. )

"કેમ જમાઈ બાબૂ?"

તેણીએ મારી ખબર પણ નહિ લીધી ઠીક સાંભળ્યુ છે કે ત્હેને ગર્ભ છે. એ પણ તેણીએ મને તો કહ્યું નથી.

વાત સાંભળીને ધારો કે માધી, આકાશમાંથી ખરી પડી ચમક-ઠમક થતાં, આંખો સ્થિર કરી બોલી;–"ગર્ભવંન્તિ છે એ કોણે કહ્યું?"—

યોગેન્દ્ર બોલ્યો;–વાહ, તમારી મોટી બ્હેનેજ તો?—

માધી પહેલાંની માફક આંખો સ્થિર કરીને બોલી;–કેમકે બાબૂ ઘરની કોઇ વાતો અમારાથી છાની હશે? એ એવી વાત તો મેં સાંભળી નથી. ઠીક, એમ હશે—"શુ કહે છે?"

હુ બરાબર જાણુ છુ કે ન્હાની બેનને ગર્ભ નથી, કેમકે આ-વવાના એક દીન પહેલાં તો નાની બેન ત્હમારો પત્ર લેવાને આવી હતી અને ઘણીવાર સુધી મોટી બ્હેનની સાથે એ વાતો કરતી હતી. તો એ વાતનુ તો મને કાંઈ ઠેકાણું લાગ્યુ નહિ.

યોગેન્દ્રે ગભરાતાં કહ્યું;—મારો પત્ર તેને મળ્યો હતો?

માધી બોલી;—બાપરે, સર્વ દોશ હવે મારા માથેજ આવવો ધારોછો. હું તો બરાબર મારી જાતેજ તેને પત્ર આપ્યાં કરૂં છું. પછી તેને કેમ નહિ મળતો હોય?

યેગેન્દ્ર અસ્થિર થઈ ગયો એ સમજી શક્યો નહિ કે આમાં કઈ વાત સાચી ? વિચાર કર્યો; માધીની વાત જૂઠી હશે. તેને મનમાં કંઇ ક્રોધ થયો બોલ્યો;—માધી, તું શું મ્હારી સાથે મશ્કરી કરી રહી છે ?

માધી સંકોચાતાં બોલી;—અરે એ કેવી વાત જમાઈ બાબૂ? એવી વાતોમાં ત્હમારી સાથે મશ્કરી હોય ?

યેગેન્દ્રને વધારે ક્રોધ ચઢી આવ્યો;—તેણે કહ્યું; ત્યારે શુ ત્હમારી મોટી બ્હેન જૂઠી છે. "એ કેવી રીતે કહું ?"

યેગેન્દ્રનો ક્રોધ સહિષ્ણુતાની પાર કરી ગયો;—તેણે કહ્યું જાુઠી મારા સ્હામેથી ચાલીજા;

માધી રોઇ પડી અને બોલી;—મ્હારી શી કસુર છે ? હું જાણુતી હતી કે એમ કહેવાથી મને શું થશે ? એમાં મ્હારો શો દોષ ?

યેગેન્દ્ર બોલ્યો;—તું પિશાચીની, તુરાક્ષસી, તું સર્વ નાશીની છે. હમણા મ્હારા સામેથી ચાલીજા.

માધી રોતી રોતી બહાર ઉભી રહી. ઉભી ઉભી ડુસકે ડુસકે રોવા લાગી. એ અવાજ યેગેન્દ્રના કાનોમાં પડયો, તે ઘણોજ વિરક્તિની સાથે બોલ્યો;—"સ્ત્રિઓની રસના આમાં અનિષ્ટોની જડ છે."

( આ ચેષ્ટા જનીત ક્લેશથી યેગેન્દ્ર દિર્ઘ નિશ્વાસ છોડી માથાપર હાથ દઇ સુઈ ગયો.

---

## પ્રકરણ ૮ મું.

### માધીની ખટપટ.



આ

યઃ એક કલાક બાદ કમલિની અને નિલરતન યોગેન્દ્રના મકાનપર આવ્યાં. ધારો કે યોગેન્દ્રના મકાનપર પહેલ વહેલીજ કમલિની અને માધીની ભેટ થઇ. માધીએ ધીરેથી કહ્યું. "રોગે જોર પકડયુ છે."

( એની દવા ? )

" હમણા શું; હમણા વધવા ઘો;"

( પોતાની મેળે વધશે ? )

" વધ્યા પછી દવા આપવાથી સારૂ થશે ? "

( હા, નહિ થાય તો ક્યાં જશે ? )

" પણ એના માટે પથ્ય જોઇએ, અને પથ્યથી સારૂ થાય તો ત્રિનીનુ નશીબ જોર કરે, માટે કુપથ્ય આપો મેં પણ થોડુક આપ્યુ છે. " માધીએ કમલિનીના કાનમાં ધીરેથી કહ્યું.

" કેવી રીતે આપું ? "

જુઓ બેન મને દુઃખ પડે છે; તમારે માટે મારે પાછાં જવુ પડશે. મારા ઉપર જમાઇ બાબુનો મોટો ક્રોધ છે. હવે તો થયુ તે થયું. હું તો હવે તૈયારી કરૂં છું. તમારા મનમાં જેમ સમજાય તેમ કરો; શોચ કેવી વાતનો પેટ ભરવા રહેવું તે પીઠ પણ સહન કરે છે.

" તમે વિચાર કરો. "

જે સમયે કમલિની માધીની સાથે વાત ચીત કરવામાં લાગી હતી. એ સમયે નિલરતન ઉપર જઇ, બાબૂની સાથે વાતો કરી રહ્યો હતો. પાછો આવીને બોલ્યો.

" કાકી ? હમણાજ યેગેન્દ્ર બાબૂની તબીયત વધારે બગડી ગઇ છે. "

કમલિની જલદી ઉપર ચઢી, અને યેગેન્દ્ર બાબૂના બે વિલાયતી કૂતરા હતા, તેમની સાંકળ ખોલી નિલરતન રમવા લાગ્યો.

ઉપર આવી કમલિની એ જોયુ તો યેગેન્દ્ર આંખો બંધ કરીને બિછાનાપર સુઇ ગયલા છે. તેણીએ બોલાવ્યો. યેગીન ?

યેગેન્દ્ર ઉઠયો;—બેઠો પણ તેણે કાંઇ વાત કરી નહિ. શું કહે કાંઈ તેને યાદ પણ આવ્યું નહિ. કમલિની એ પૂછયું;—યેગેન્દ્ર શું તમારી તબીયત આજ ખરાબ છે. જવાબ મળ્યો, હા, " કેમ એમ થયું ? "

યેગેન્દ્રે ઉદ્ધત ભાવથી કહ્યું;—માધીને તમો જાણતાં નથી. માધી સર્વ નાશીની છે. માધીની મોહ માયામાં તમો ફસાઇ ગયલાં છો. ત્હેની સંગત છોડી દ્યો;

કમલિની વિસ્મિત થતાં બોલી;—કેમ યેગેન્દ્ર માધી એ શું કર્યું છે. ત્યારે યેગેન્દ્રે એક એક વાત કરતાં સર્વે સંભળાવી દીધું. સાંભળી કમલિની એ કહ્યું;—ઘણીજ અનુચીત વાત છે. માધી દાસી તુલ્ય છે. તો તેણીએ દાસીની તરેહ રહેવું જોઇએ સાચુ હોય અથવા જૂઠું હોય પણ આપણી ઘરાઉ વાતોમાં પડવાનું ત્હેને શું કારણ ? હુ તે વાતને માટે હમણાજ ત્હેને કહાડી મૂકીશ. કેવી મ્હોટી વાત છે ? વિનોદની વાત ચલાવવામાં માધીને શી મતલબ ?

યોગેન્દ્ર કંઇ ચંચળ થઇ ગયો;—વિચાર કર્યો, કે આની અંદર કંઈ એવી વાત છે. કે કમલિની જાણીને છુપાવી રહી છે બોલ્યો; હોય ન હોય પણ માધીએ મારી સાથે મશ્કરી કરી છે. તમે આ સમયે મને સાચી વાત કહી સંભળાવો.

એવી વાત કહી તેને મશ્કરી કરવી એ રીત છે? મશ્કરી કરવાને માટે શું કાંઇ બીજી વાત નહિ હતી? જે વાત કહેવાની નથી તે તેણીએ કેમ કહી દીધી?

યોગેન્દ્રનું મન ચંચળ થઈ ગયું ને ધીરજ રાખી શાન્તિથી બોલ્યો; ત્યારે શું તેની વાત સાચી છે? હવે તેણીએ સાચી વાત કહી છે તો તેનો દોશ શો?

કમલિનીએ ક્રોધ ભર્યા અવાજથી કહ્યું;—શો દોશ છે. સાચું હોય યા જુઠું હોય એનાથી તેને શી મતલબ? વિનોદિની બેટી વહુ દરી એમાં હવે કાંઇ દોશ હોય તો તે તહમોને કહેવાની માધીને શી જરૂર હું હમણાજ માધીનું મોં જોવાની નથી હમણાજ તેને કાઢી મૂકું છું.

યોગેન્દ્રનુ ચિત્ત એટલુ વિચલીત થયુ કે; જેનું ઠેકાણુ પણ નહિ. તેણે વિચાર કર્યો કે, વિનોદના સુખમાં કોઈ એવી ભયાનક વાત છે. જેથી કમલિની જાણતી છતાં પણ નથી કહેતી. ઘણોજ વ્યાકુળ થતાં તેણે પૂછયું. બોલો કમલિની તમારા પગે પડું છું. તેનો માર્મિક અર્થ શો છે?

જવાબ મળ્યો;—શુ કહુ યોગેન્દ્ર?

યોગેન્દ્રે પૂછયું;—વિનોદિની ગર્ભવંન્તિ છે કે નહિ?

" જુઓ, યોગેન્દ્ર ? વિનોદિની બાળક છે. ઉચિત અનુચીતની વિવેચના કરવાની સમજ તેનામાં હજુ સુધી નથી. આ સમયે એની વાતમાં એવો ખ્યાલ કરવો. આપણને ઉચિત નથી. "

( અરે ? એ ગર્ભવંન્તિ છે કે નહિ એ ખુશ ખબર હું જાણી શકતો નથી. )

કમલિની હવે પહેલાંની માફક કંઇને કંઈ જુવાબ આપતાં અસલ જુવાબ છુપાવવા લાગી. બોલી;—વિનોદ ? મારી બેન છે. મેં તેને ખોળામાં રમાડી મોટી કરી છે. મારે બીજુ કોણ છે ? હું તેને પ્રાણોથી પણ અધિક ગણુ છું. હું તેનો દોશ, અપરાધ, કોઇ પ્રકારે કહી શકતી નથી હુ મારાપર છરી ફરી જાય તો પણ તેની ખોટી કોઈ વાત પ્રગટ કરી શકતી નથી.

વાત સમાપ્ત થવાની સાથેજ કમલિનીના આંખના ખુણામાં આંસુ આવી ગયાં, યોગેન્દ્રનો સંદેહ વિશ્વાસ, અને કોતુહલ, એટલુ વધવા લાગ્યુ કે;—તે ક્ષણ ક્ષણમાં પોતાના હૃદયપરતુ પ્રભુત્વ ખોવા લાગ્યો, વિચાર કરતાં વિનોદના માટે કોઈ એવી એબની વાત છે કે જેને મારી આગળ પ્રગટ કરતાં વિનોદનુ અનિષ્ટ થઇ શકે છે. એવી ભયંકર વાત છે. તેણે એકીટસે કમલિની તરફ જોતાં કહ્યુ;—

કમલીની ? વિનોદિની તમારી મોટા પ્યારની વસ્તુ છે ? એ હું જાણી શકતો નથી. પણ બતાવો કે શું ? હું તમારો પરાયો છું ? જે સ્નેહના પ્રભાવથી વિનોદ તમારી પોતાની છે. એ સ્નેહપર શું મારો અધીકાર નથી ? માધીના મોંઢાથી મેં જે કંઈ સાંભળ્યું છે. અને અસલ બીના નહિ જાણવાથી સંદેહ છે કે કેવી રીતે મ્હારૂ મૃત્યુ થશે ? એ શું તમે નથી જાણતાં ? એ વાત જાણીને પણ જો તમે

મને અંદરની માર્મિક વાત નહિ કહો તો હું કેવી રીતે જાણીશ? શું તમે મારા ઉપર સ્નેહ નથી રાખતાં? હવે એવા પ્રકારે મને કષ્ટમાં નાખી તમે નિશ્ચિંત રહી શકશો તો શા માટે બિમારીના હાલ સાંભળી તમે અત્રે આવ્યાં છો. કેમકે ત્હમે આટલી સેવા યત્ન કરીને તમે મને મોતથી બચાવ્યો છે. ત્હમારો સ્નેહ કેવળ મોંઢાનોજ છે. શું ત્હમારૂ એવું પત્થરનું હૃદય છે? તો તે હું પહેલાંથીજ જાણી શકતો નથી. સ્ત્રિ ચરિત્ર એવું અગમ–અથાહ છે કે, તેનું રહસ્ય કોણ જાણી શકે?

કમલિનીની આંખો છલછલ ભરાઈ આવી અને તે બોલી, યોગેન્દ્ર, તમે મારા ઉપર અભીમાન કરી શકો છો. તમારા ઉપર મારો કેટલો પ્યાર કેટલો સ્નેહ છે, એ હું કેવી રીતે સમજાવું, યોગેન્દ્ર? મારા હૃદયમાં તમારા માટે જેટલી મહોબત છે તે તમે કદી સમજી શકશો? તમે સમજી શકતા નથી એ એક જાતનું મને પરમદુઃખ છે. યોગીન્? તમે મારા પોતાના હૃદયથી પણ અધીક છો. અને મારા પોતાના છો. હું વિનોદીનીને દુઃખના સાગરમાં ડુબાવી શકુ છું. પણ તમારા પગમાં જો દર્ભનો કાંટો લાગે તો પણ હું સહન કરી શકતી નથી. યોગીન્ મને ગાળો ન આપો. જગત નિર્દય છે-ને ત્હમે નિષ્ઠુર છો ત્હમે.

કમલિની કાંઈ વધારે બોલી નહિ;–અને બોલી શકી પણ નહિ. ઓંમાં કપડુ દઈ રોવા લાગી દુઃખની વાત છે કે સર્વ મનુષ્યોના મનની ગતિ, એક સરખી નથી હોતી. કમલિની એ જે કારણથી જે મતલબમાં આટલી વાતો કહી છતાં યોગેન્દ્રના મનની ગતિ જુદીજ તરેહની હોવાથી તે તેનો બીજો અર્થ સમજી ગયો. તે સમજ્યો કે કમલિની જેવી ઉદાર સ્વભાવાસ્નેહ પરાયણા, કામિનીને મેં પત્થર

કહી ધીક્કારી છે. તેનાથી તેના મર્મમાં ચોટવા લાગી છે. અને મનમાં ખોટા ખ્યાલ પહોંચી ગયો છે. માટે તે રૂવે છે. અને તેણીએ મને નિષ્ઠુર કહ્યો છે, એટલે વિચાર કર્યો કે, આ વાત સારી થઇ નથી.

" કમલિની મારા ઉપર ક્રોધ ન કરો, વિનોદિની તમારા પ્રાણોથી પણ વહાલી છે. તે હું જાણું છું. તેની નિંદાની વાત કહેવામાં તમને સંકોચ થાય છે. એમાં સંદેહ શો ? પરંન્તુ એ વાત જાણવાને માટે જેટલો વ્યાકુલ થઈ રહ્યો છું. તે હું તમને કેવી રીતે બતાવું ? એ માટે મારા મોઢાથી કંઇ કડવી વાત નિકળી ગઈ હોય તો મને ક્ષમા કરશો. તમારી આંખોમાં આંસુ જોઇને મને ઘણું કષ્ટ થાય છે. મને સર્વ વાતો કહીને તમે મ્હારૂ દુઃખ દૂર કરો "

( કમલિની મનમાં બોલી;–ચુલ્હામાં જાય વિનોદિની વિનોદિનીના વિચારમાં તમે વ્યાકુળ થઈ રહ્યા છો. વિનોદિનીને નહિ ભૂલવાથી અને તેને તમારી આંખોનો કાંટો બનાવ્યા વગર મારી આશા કેમ પૂર્ણ થશે. હું એવું કરીશ કે, મારી વાસના પૂર્ણ ન થાય તો તમોનેં વિનોદિનીના થઇને રહેવા દઇશ નહિ ).

જાહેર બોલી;–યોગેન્દ્ર ? તહમોને અત્યંત કષ્ટ થઇ રહ્યું છે. તે હું સમજુ છું. હું તમારૂં આ કષ્ટ છોડાવી મુક્ત કરૂં છું. પણ પહેલાં એમ કહો કે આ વાતથી વિનોદિનીનો કાંઇ દોશ તો નહિ માનો ?

યોગેન્દ્ર જાણતો ન હતો કે કેવા પ્રકારની ઘટનાને પ્રાબલ્યથી, કેવી માનસીક પ્રવૃત્તિનું કેવું પરિવર્ત્તન થઇ જાય છે એટલે બોલી ઊઠ્યો;—" આ વિષયમાં તમારે અનુરોધ કરવોજ વ્યર્થ છે. વિનોદિની હજાર કસુર કરે તો પણ મારી માફીને લાયક છે. મારી નજરમાં સદાય વિનોદ અમૃતનો આગાર છે. "

( કમલિની મનમાંને મનમાં બડબડવા લાગી—જ્યાં સુધી આ વિષ નહિ થશે. ત્યાં સુધી હું કેમ છોડી શકીશ ?") પ્રકાશમાં બોલી,—ભગવાનને પ્રાર્થના છે કે, એની તરફ ત્હમારી સદાય એવી પ્રિતિ દ્રઢ રહે. એ બાલિકા છે તેનાથી કંઈ કસુર થાય તો તમારે માફ કરવું ઉચીત છે; બોલો, તમે શું જાણવા ચાહો છો ?

"ઠીક કહો વિનોદિની ગર્ભવંન્તિ છે કે નહિ ?" ( નહિ )

યોગેન્દ્ર ચમકીને બોલ્યો;—ત્યારે તમે મને એવી વાત કેમ કહી હતી ?

ત્હમારાજ માટે;—એવી કોઇ વાત ન કહેવાથી; એ સમયની ત્હમારી ચિંતા દૂર થઇ શકતે નહિ; અને રોગ પણ દૂર થઇ શકતે નહિ.

"વિનોદિની તનદુરસ્ત છે ? યોગેન્દ્રે ખુશી થતાં પૂછ્યું"—

જવાબ મળ્યો,—હા ?

"મારી ચિટ્ઠી ત્હેને મળી હતી ?"

મેં જોયું છે કે તમારા કોઇ પત્રો તેને મળ્યા છે ખરા "કમલિની એ બીન પરવાહથી જુવાબ વાળ્યો."

કોઇવાર પછી ચુપ રહી યોગેન્દ્રે કહ્યું;—તેનો ઉત્તર તેણીએ કેમ નહિ આપ્યો તે જાણો છો ?

વિનોદિનીએ કહ્યું;—હું જાણુતી નથી મેં એ વાત તેને વારંવાર કહી પણ ન જાણે કે તે આજકાલ સુધારાની ટોચે વળેલી છે.

યોગેન્દ્ર ઘણીવાર સુધી શોચ કરતાં વિચાર કરી બોલ્યો;—જુઓ કમલિની ? હું આજ; ન બની શકે તેવી વાતો સાંભળી રહ્યો છું; એ વાત કોઇ બીજુ કહે તો મને વિશ્વાસ પણ ન પડે પણ તમારી

કાંઇક વાત સાંભળ્યા બાદ મને એક સમજાય છે જે વિનોદ બીજે રસ્તે ચ્હડી ગઈ છે.

કમલિનીએ મનમાંને મનમાં કહ્યું;-વિનોદ આ જગતમાં તું સુખી છે. ત્હારા ઉપર યોગેન્દ્રની જેટલી પ્રીતી છે. તેનુ અહીં કહી શકતી નથી. પણ હું તેનાથી રહેવા નહિ દઉં; કદી નહિ—

પ્રકાશમાં;—એ પણ કેમ કહી શકું ? વિનોદ સંસારના કોઇ કામમાં ભૂલ નથી કરતી કદી કોઇ ઉટપટાંગ વાત નથી ક્હેતી તેનુ હસવું ખુશી થવું. કાંઈ ઓછુ થતું નથી-ત્યારે કેવી રીતે કહું કે વિનોદિની ખોટે રસ્તે ચ્હડી ગઇ. યોગેન્દ્ર ? હું તમોને શું કહું-વિનોદિનીના શોચમાં હું મરી જાઉંછું. મેં વિચાર કર્યો હતો કે સમય આવવા પછી કોઇ વખત જોઇ તમને આ બાબતે જાણીતા કરીશ; હવે બીજો કોઇ મત પૂછો; હું બીજુ કાંઇ નથી જાણતી. અને કાંઇ કહીશ પણ નહિ.

યોગેન્દ્ર નિશ્વાસ નાખી બોલ્યા;-મને કાંઇ બીજુ જાણવાની આવશ્યકતા નથી. માધીનો કાંઇ દોશ નથી મેં વ્યર્થ તેને ગાળો સંભળાવી છે. તમે તેને હવે કાંઈ કહેશો નહિ; વળી થોડીવાર શોચ કરીને બોલી; હું બીજી કાંઈ એક પૂછું ?

" વિનોદને માટે;—યોગિન્દ્રે આતૂર સ્વરથી પૂછ્યું. "

" જવાબ મળ્યો;—હા ? "

હવે શું ભાઈ, જવાદો, ક્રોધ ન કરો, વિનોદ બાલિકા છે.—

કેમ, કમલિની હું તો કહી ચૂકયો છું કે વિનોદની કસુરમાં હું પોતાના મનને વિક્ષિપ્ત નહિ કરૂં. વિનોદે મારી બિમારીની ખબર સાંભળી હતી ?—

( હું તમને શું કહું ? માથાફોડ ખાલી શા માટે કરવી ? ત્હમે શું સાંભળશો ? )

હું તો સર્વ જાણી ગઇ હતી કે અભાગણી વિનીનો સર્વ નાશ શિર ઉપર છે. હવે તો જોઉછું કે ત્હમારા કહેવાથી આવી નહિ. ને હું તેની સર્વ નાશિની કે તેને અહીં બોલાવી રહી છું યોગેન્દ્ર ? જ્યારે ત્હમોએ મને આટલુ કહ્યું છે ત્યારેજ; અને હવે બીજું કાંઈ પૂછો તે પણ બતાવું છું. પરંન્તુ મેં ત્હમારા આટલા અનુરોધ સાંભળ્યા; પણ ત્હમે મારો એક અનુરોધ સાંભળો, ત્હમે બુદ્ધિમાન, વિધમાન, ધીરછો. વિનોદ બાળક છે. યોગેન્દ્ર ? ત્હમે મારા સમ ખાઓ. અને મારી મરી ગયલી દેહ દેખો, કે ત્હેના ઉપર ગુસ્સો ન કરવો. અથવા ત્હેના તરફ કંઇ પણ વિચાર કરો. હું જન્મથીજ દુઃખી છું–ભાઇ ? મ્હારૂં મોં જોતાં વિનોદ પર ક્રોધ ન કરવો.

કમલિનીની આંખોમાં આંસુ આવી ગયાં; તેણીએ કપડાના છેડાથી આંખો લુછી, આદમીનું હૃદય કયાં સુધી સહન કરી શકે ? એ કમલિની જાણતી હતી.

યોગેન્દ્રે કહ્યું;–ઠીક હશે હવે બોલો વિનોદે મ્હારી બિમારીનો સંમ્વાદ સાંભળ્યો હતો ? કે નહિ;–

તેણીએ મને રજીસ્ટર્ડ પત્ર બતાવીને કહ્યું હતું; કે બ્હેન; આવી ખબર આવી છે. બોલો શું કરવું ? કલકત્તાના મકાનોમાં જવુ ઠીક નહિ. વિશેષતઃ મારૂં શરીર પણ બરાબર નથી તેઓ તો તલનું તાડ બનાવી દે છે. જરા તબીયત મંદ પડી હશે તે સારૂં થઈ જશે. હું જઇને શું કરૂં ? એવી વાત સાંભળીને હું તો ચૂપ થઇ ગઇ. મેં

કહ્યું;-વિની ? ત્હારી બુદ્ધિ મારી ગઈ છે; "એ પછી હું સ્વયં ચાલી આવી."

યોગેન્દ્ર ઘણીવાર સુધી માથાપર હાથ ધરીને બેશી રહ્યો-સંસાર ત્હેને અનંત સમુદ્રવત માલૂમ થઇ ગયો. મનમાં થવા લાગ્યુ કે આ અનંત સમુદ્રમાં આ એક માત્ર જીવજ છે. દરેક પ્રહરમાં તરંગોથી આન્દોલિત, વિચલિત અને વિપર્યસ્ત થતાં દૂર દૂર રહેવું પડે છે. અનવરત જણાઇ આવે છે. ધારો કે આ સંસાર સમુદ્રમાં આશ્રય નથી અવલંબનથી વિપદ્‌ની સીમા નથી. આમનસામન આગળ પાછળ અગલ બગલ ગણી ન શકાય એટલાં ભયાનક જાનવરને ગ્રાસ કરવાંમાં મ્હોંત ખુશીની સાથે દોડી રહ્યું છે.

કમલિની વિચાર કરવા લાગી, કુપથ્ય આપ્યું તો પણ આનું ઠેકાણુ તો થયુ નહિ. એકાદ રેચક આપવાથી તે દોશ મટી જશે. "કાંઇ બીજુ જોઇએ ?" પ્રકાશમાં બોલી;—

"હવે એ વાતમાં કાંઇ કામ નથી બીજી વાત કરો." ગંભીર સ્વરથી યોગેન્દ્ર બોલ્યો;—"હુ પત્થર થોડો છું ? આ પ્રસંગ જીંદગી સુધી નહિ છોડું. હું ત્હમને ફેર પૂછુછું કે, અહીં આવ્યા બાદ ત્હમે વિનોદને પત્ર લખ્યો છે ?"

—કમલિની ઘણીજ અનિચ્છા બતાવી બોલી;—

—ચિઠ્ઠીઓ તો બે ચાર લખી છે જતો ?—

( અને, વિનોદ નો જુવાબ આવ્યો છે ? )

—હા ? પાંચ છ જવાબ આવ્યા.—

"ત્હમારી પાસે છે ?"

શી રીતે પાસે રહી શકે. ક્ષણ ભરચિંતા કરી બોલી;—અહીં આવવા સમયે જ્યારે હું ગાડીપર ચઢવા લાગી. ત્યારે નિલરતને એ પત્ર મને આપ્યો હતો. અને તેપણ મેં હજુ સુધી બરાબર વાંચ્યો નથી ફક્ત એજ મ્હારી પાસે છે. અને વાંચન વગર પડી રહ્યો છે.

—યોગેન્દ્રે કહ્યું; એ મને આપો;—

" કમલિની બોલી તમે એમાં શુ જોશો ? હુ તે નહિ આપું " યોગેન્દ્રે આંખોલાલ કરીને કહ્યું;—મ્હને આપવો પડશે.

કમલિની પત્ર બહાર કહાડીને બોલી;—હું તમને પત્ર નહિ આપું. હું તેના ટુકડેટુકડા કરી ફાડી ફેંકી દઉં છું.

" યોગેન્દ્રે, ઝટપટ કમલિનીના હાથમાંથી પત્ર ઝૂંટવી લીધો; જોયુ તો તેજ હસ્તાક્ષર અને તેજ ચિરપરિચિત હસ્તા ક્ષર છે. ત્હેણે એ પત્ર વાંચ્યો;—

ગોપનિય ?

બ્હેન તમે યોગેન્દ્રનો કાંઇ સંમ્વાદ આપશો નહિ હવે તેને મારી વાત કહેવી હોય તો કહેવું કે હુ ખુશી મજામાં છુ કે જેથી તે મારા આરામમાં વિઘ્ન ન નાખે. મારી કોઈ વાત તેને ન કહેવી એ ઠીક છે. ઇતિ.

( પુનશ્ચ તમે કયારે આવશો ? )

વિરચામ
તા. ૨૦-૫-૧૮

વિનોદિની.

---

યોગેન્દ્રે એકવાર મન્ત્ર વાંચી લીધો, વિચાર કર્યો; અસંભવ છે. બીજી વાર વાંચતાં વાંચતાં ચિઠ્ઠી હાથમાંથી સરી પડી તેણે કહ્યું.

કમલિની ? હમે ઘણીજ સારી હકીકત સંભળાવી, હું જે પ્રકારણ જાળમાં જકડાયો હતો, આજ તે જાળમાંથી હમે મને છોડાવી દીધો હું કોણ જાણતુ હતું કે પૃથ્વિમાં આટલુ પાપ થઇ શકે છે ?—

યોગેન્દ્ર અચેતનની માફક સેજપર પડી રહ્યો કમલિની એ મનમાંને મનમાં વિચાર કર્યો જે, આટલીવાર સુધી તો સંપૂર્ણ રૂપથી વિકાર પેદા થયો છે. ( જામી ગયો છે. ) ઠીક.

---

## પ્રકરણ ૯ મું.

---

### હરગોવિંદ બાબૂ.

---




ન્ને તરફ આગ બરાબર લાગી. આ સમયે એકવાર વિનોદિનીની હીલચાલ જોવાની પણ જરૂર છે. તેના હૃદયની કેવી અવસ્થા છે ? એ જાણવું શું ઉચિત નથી ?—

વિરગ્રામના એજ મકાનમાં વિનોદીની સુઇ રહી છે મકાનના સર્વ દરવાજા ખુલ્લા છે. વિનોદિનીની આંખોની સ્હામે. ઉદ્યાન સમયનાં સૂર્ય કિરણો જણાય છે. પરંતુ તેનું ધ્યાન ઉદ્યાન તરફ નથી. વિનોદિની ઉદાસ છે. દારૂણ દુઃખથી હેનુ હૃદય ભરાઇ ગયુ છે. જેનુ ઠેકાણુ પણ નથી. તેનુ શરીર રોગીની માફક દુર્બળ

છે તેની દેહમાં લાવણ્ય નથી; અંગમાં ભૂષણ નથી; વાળોની કવરી બાંધેલી નથી. વચમાં વચમાં એકાદ બૂંદ આંસુ તેની આંખોમાં આવી જાય છે. ઘણીવાર સુધી ઐકય ભાવથી બેસી રહ્યા પછી. વિનોદિની એ;—"હે જગદિશ્વર તમારા મનમાં શુ હશે?" કહી લાંબો નિશ્વાસ નાખી, ઘણીવાર સુધી વિચાર કરી; ને તેણીએ ઉદ્યાન તરફ દ્દષ્ટિ કરી જોયું. જોયુ તો પોતાના હૃદય ઉપર, અમળ ભવળ સુગંધીત ખીલેલાં પુષ્પોની છાપ પડી રહી છે. એક વાકૂ નામ ધારી પક્ષિ વાત પિડિત વ્યક્તિની માફક વારેવારે જળમાં ડુબે છે. ઉતરે છે, ત્યાં ધાર્મિક શ્રેષ્ટ બગલા ભગતજી તીરમાં બેઠલા છે. અને હાથમાં આવેલી બેચાર માછલીઓનો પ્રાણુ સંહાર કરે છે. સહસા સરોવરની પાસે અશોક વૃક્ષની ડાળથી એક ઝાંખ્લ જળમાં કૂદી પડ્યું. અને ચટપટ એક જીવતી અને હષ્ટ પુષ્ટ માછલી ચાંચમાં લઈ ઉડી ગયું. સરોવરની ચારે તરફ ફૂલની સુગંધી ફેલાઈ રહી છે. ફુલરંગ બેરંગી છે. કોઇનાં ફુલ ખીલેલાં છે; કોઇનાં મુકુલિત છે. અને કોઇનાં ફુલ ડાળથી ખરી પડી રહેલાં છે. ઠેક ઠેકાણે લતાઓના કુંજ બની ગયા છે. વિનોદિનીએ જોયુ તો બે બૂલ બૂલ પક્ષિ એક નિકુંજની અંદર ઘુસ્યાં. પહેલા બૂલબૂલે જોડની લત્તામાં લટકતા એક લાલ રંગના ફુલને. ઠોકર મારી; બીજાએ પણ તેમ કરવા ધાર્યું. પરંતુ તેને જ્યાં હતું ત્યાંથી. તેની ચાંચ ફુલને પહોંચવા કઠીણ હતી. તે વ્યર્થ પ્રયત્ન થતાં હારી બેઠું એ સમયે પહેલા એ દૂર જઇ તે સ્થાન બીજાને આપ્યું. બીજાએ ફળને ચાંચ ન મારતાં પહેલાની ચાંચની સાથે પોતાની ચાંચ મારી પહેલા બૂલબૂલે "પિકદૂ—પિકદૂ." એવો શબ્દ કર્યો. એ શબ્દનો અર્થ કોણ બતાવી શકે? તે બૂલબૂલનો ભાવાર્થ એમ છે જે;—

"જાહિર કરૂં કયોં કર કે, દિલે પૂર દર્દકી સૂરત
કહને નહિ દેતા હૈ, દિખ.ને નહિ દેતા".

તે શું કહે છે. ધારો કે માનવ પ્રકૃતિની ઉચ્ચ મનોવૃત્તિ શું, પક્ષિઓના હૃદયમાં પણ પ્રવેશ કરી ચૂકી છે ? હવે એવી વાત હોય તો ભવિષ્યત્ ધારો કે, કોઇ બુલબુલ દંપત્તિ, રોમિયો અને જુલીયેટ, ઉથેલો અને ડેસડીમોના, કિંવા દુષ્યન્ત અને શકુંતલાના સ્થાનપર કોઇ કાવ્ય વિશેષતામાં નાયક;—નાયિકા બની જગત્ અમરતા લાભ કરી શકશે.

વિનોદિનીએ સર્વ કંઇ જોયુ, પરંતુ તેના હૃદયની અંદર જે આગ ભભૂકી રહી હતી! તે કોઇ પ્રકારે શાન્ત થઇ નહિ. અને તે તરફથી નજર ફેરવી ઉઠી; ઉભી થઈ; કીરીયાની નિચેથી એક ચિઠ્ઠી કહાડી વાંચવા લાગી.

હૃદય હારણી પ્યારી બ્હેન!—

હું બરાબર તમારો પત્ર મેળવુ છું. અને તેનો જુવાબ પણ આપું છું. તમે જે દુઃખમાં પડયાં છો. તે સર્વ હુ સમજુ છું. વાત તો ઘણી દુઃખની છે. કિંન્તુ બ્હેન એમ તો કદી થઇ શકતુ નથી કે, જુવાનીમાં પુરૂષોમાં એ દોશ નહોય; અને એક વખત એ કુટેવ લાગી જવા પછી. કદી છૂટશે નહિ. એમ પણ નથી, મને ઉમેદ છે કે. હું જેવો પ્રયત્ન કરી રહી છું. એનાથી ક્રમશઃ યોગેન્દ્રની આ કુટેવ જતી રહેશે. તોપણ આજ કાલ યોગેન્દ્રના મનની જે ગતિ છે. તેનાથી પ્રતિત થાય છે જે; ઘણુ કરી તે, સ્ત્રિઓનો દાસ બની રહ્યો છે. ધાકો કે, આ જગતમાં તે તેઓ સિવાય કોઇનો નથી. અને સાંભળ્યું છે કે, આજકાલ એક કાયદો થયો છે કે, તેની ઇચ્છા થતાં વેશ્યા

સ્ત્રિઓ પણ વિવાહ કરી શકે છે. તેજ કાયદાને અનુસાર યોગેન્દ્ર બાબૂ તે કૂલહાની સાથે વિવાહ કરવા ધારે છે. તેની કીસ્મતમાં આગ લાગી. હવે એકવાર જો એ પાપીણીને જોઈ શકો જરૂર હું તેને બેઇજ્જત ( નાક કાપીશ ) કરીશ તમે એના માટે શોચ કરશો નહિ. મને બોધ થાય છે જે. એ નિસો ઘણીવાર સુધી રહેશે નહિ, તમારી છેલ્લી ચિઠ્ઠી મેં યોગેન્દ્રને બતાવી હતી. તે હસીને બોલ્યો કે, ( બહુજ સાર. ) બનશે તો હુ જલદી ઘેર આવીશ અને આવશે તો યોગેન્દ્રને પણ સાથે લેતી આવીશ. ઘણીજ અસંભવિત વાત તો એ છે જે ફરીથી તેની ભેટ થતી નથી. જે હકીકત બનશે, તે લખી જણાવીશ, તમે સદાય હોંશિયાર રહેજો. અને તમારી ચિંતાથી હું બેચેન છું. ઇતિ—તા— કમલિની.

વિનોદિની પત્ર વાંચ્યા બાદ ઘણીવાર સુધી રોતી રહી. વિચાર કર્યો કે, સ્ત્રિઓને ધન્ય છે. કે આ જગતમા તેઓ પુન્ય વંન્તિ છે. અને જન્મ સાર્થક છે. તેને યોગેન્દ્રનો અક્ષર પ્રેમ યાદ આવ્યો; વિચાર કર્યો હુ મંદભાગીની છું. મ્હારામાં કયો એવો ગુણ છે! કે જેનાથી હુ તેના અમુલ્ય હૃદય રાજમાં આધિપત્યનો લાભ મેળવી શકું ? પ્રાણેશ્વર! તમે જે અવસ્થામાં આજ કાલ હોવ—તેમ સુખથી રહો—પાપ હોય ચાહે તાપ હોય, નાથ—હું—ઇશ્વરને સંબોધિ પ્રાર્થના કરૂં છું. કે તમારૂ સુખ ઘટે નહિ, કિન્તુ મારી શી દશા થશે ? આ યાતના તો સહન થઈ શકતી નથી. નાથ હું શુ કરી મ્હારા મનને સમજાવું ? એકવાર સ્વર્ગથી નર્કમાં પડીને કેવી રીતે બચાશ ? મારે મરવુ એ ઠીક છે. કિન્તુ. પ્રાણેશ ? તમારા ચર્ણોને એકવાર જોયા વગર તો મરી શકીશ. પણ નહિ.

એક દાસિ આવીને બોલીઃ—માસ્ટર સાહેબ આવે છે.

વિનોદિની એ કહ્યું;—તેઓને અહીં આવવાનું કહો કાંઇવાર પછી માસ્ટર સાહેબ, હરગોવિંદ બાબૂ એ મકાનમાં આવ્યા. તેઓએ વિનોદિનીની અવસ્થા જોઇને. વિસ્મયની સાથે કહ્યું;—" આ શું દેવી ?—ત્હમારી આ કેવી અવસ્થા ? "

વિનોદિની કાંઇ પણ જવાબ ન આપતાં કેવળ આંસુ ઢારવા લાગી

હરગોવિંદ બાબૂ એ બીજીવાર પૂછ્યું;—કેમ વિનોદ દેવી, કેમ રૂવે છે. હું તો કાંઇ જાણતો નથી. કે તને શું થયુ છે ? યોગેન્દ્ર તો સાના છે ને ?" અંતિમ પ્રશ્ન સાંભળીને વિનોદિની વધારે રોવા લાગી."

માસ્ટર મહાશયે કહ્યું;—તમે શું ફક્ત પોતાની હકીકત જે રોવાની છે તે જોવા સારૂ મને બોલાવ્યો છું ?

વિનોદિની એ તકીયાની નિચેથી એક પોથો ચિઠીઓનો બહાર કહાડી; હરગોવિંદ બાબૂને હાથમાં આપ્યો. અને નિચું શીર કરી રોવા લાગી; હરગોવિંદ બાબૂ એક એક કરતાં ૭ પત્ર વાંચી ગયા. જોયુ તો સર્વે પત્રો કમલિનીના હાથના લખેલા છે. બાબૂ માસ્ટર બોલ્યા;—

" એજ તો ? " વળી કાંઈ વાર ચૂપ રહીને બોલ્યા;-વિશ્વાસ નથી પડતો, કમલિનીની સમજમાં ફરે છે.

રૂદન સ્વરથી વિનોદિની બોલી;—તેઓએ મ્હને એક પણ પત્ર કેમ નહિ લખ્યો ?

" આ વખતે ત્હમે એક પણ પત્ર નથી મેળવ્યો ? "

ના, બ્હેનની આગળ તો તેઓ મ્હારૂ નામ લેતા નથી. તેઓએ કેમ મ્હને આવી રીતે પરાઇ કરી દીધી ? વિનોદિની ફેર રોવા લાગી.

તેનુ રૂદન જોઇ, માસ્ટર મહાષયની આંખોમાં પણ આંસુ આવી ગયાં, તેઓ ફેર ધીરે ધીરે કહેવા લાગ્યા;—( એમજ તો ? )

ઘણીવાર સુધી શોચતાં, વિચાર કરતાં હરગોવિંદ બાબૂ પોતાના ઉડતા કેશના વાળ બંન્ને હાથોથી ખંજોળતાં બોલ્યા;—

હુ સ્વયં ત્હેનો પત્તો લગાડયા વિના કાંઇવાત કહી શકતો નથી. વિનોદિની એ કહ્યું.-આ વાત કોઇને જાહેર કરવાની નથી. કોઇને કહેવાની, સંભળાવવાની પણ નથી. મેં સદ્ ઉપાય, અને સદ્પરામર્શને માટે આપને કહ્યું છે; અને હું એ કરીને આપનુ સંતાન છું. આપ મ્હારી આ વિપદ્‌ની રક્ષા કરો. મારૂ શુ થશે ?

રોતાં રોતાં વિનોદિની માસ્ટર મહાષયના પગમાં પડી વિનંતિ કરી;—હરગોવીંદ બાબૂ તેને હાથ ધરી ઉઠાડીને બોલ્યા, હવે શું કહેશો ? કહો આજે જે સાંભળી રહ્યો છું; તે કામ જલદી થવુ અસંભવ છે. હુ જલદી સવે તપાસ કરીશ; આ પત્ર મ્હારી પાસે રહેવાદ્યો; મને બોધ થાય છે કે. સર્વે કંઈ કમલિનીની ભુલ માત્ર છે. રોવુ નહિ. શોચ ન કરવો; હું હમણાજ ત્હેનો પત્તો લગાડુ છું. એમ કહી માસ્ટર, મહાષય ચાલ્યા ગયા; વિનોદિની માથાપર હાથ દઇ જમીનપર બેશી રહી. તેના વિખરાઇ ગયલાવાળ, જમીનપર રગદોળાવા લાગ્યા; અને પવનથી છુટા છવાયા થઈ ગયા. આખુ મકાન શાન્ત મય થઇ ગયું, અને વિનોદિની નિંદ્રા દેવીના ચર્ણામ્બુજમાં પડી ગઈ—અસ્તુ—



# પ્રકરણ ૧૦ મું.

## કમલિની અને માધી.

(વાત ચિત)



હિ વસના ત્રણવાગે કમલિની અને માધી યોગેન્દ્રના મુકામપર આવી; યોગેન્દ્રના ચિત્તની અવસ્થા ઘણીજ ભયાનક હતી. દારૂણ સંદેહનું માર્યું ત્હેનુ હ્રદય ભરાઇ ગયુ હતું. જે વિનોદિનીના જીવનથી પોતાનુ જીવન અને પોતાના જીવનથી વિનોદિનીનું જીવન છે. એ આજ એવી થઇ ગઇ ? તેનાથી વધારે ભયંકર વાત બીજી શી છે ? કમલિનીને જોઇ યોગેન્દ્ર બોલ્યો;—આવુ થવા પહેલાં અને આટલી વાતો સાંભળવા પહેલાં; હું કેમ નહિ મરી ગયો ?—

કમલિની બોલી;—યોગેન્દ્ર ? સદાય એવીજ ચર્ચા ! એનાથી શરીર કેમ કરી સારૂ રહે ? આ શુ યોગિન્ ? ત્હમે વારે વારે કહ્યું છે કે કાઈ પ્રકારનો તેનો દોશ ગ્રહણ કરીશ નહિ. ત્યારે પછી આ ભાવના કેવી ?

યોગેન્દ્રે વિચાર કરતાં કહ્યું;—કમલિની આ જગતમાં મને બીજુ શું સુખ છે ? હું તેનો દોશ ગ્રહણ કરતો નથી. પણ મ્હારૂ હ્રદય તો સાંભળી રહ્યું છે. હું શું કરી મારા પોતાના મનને સમજાવું ?

કમલિનીએ કહ્યું;—એક બાલિકાના વ્યવહાર પર—યોગેન્દ્ર ? કેમ ત્હમે પોતાની સુખશાન્તિ નષ્ટ કરી રહ્યા છો; યોગેન્દ્ર ? મારા અનુરોધથી તમે આ સર્વ ભૂલી જાઓ. હું તમને ઘણોજ પ્યાર

કરૂછું. તમને ઉદાસ દેખીને મને કષ્ટ થાય છે. એટલે ત્હમને કેવી રીતે સમજાવું ? યોગેન્દ્ર મારો અપરાધ શો છે ? કે ત્હમે મને આટલુ કષ્ટ આપી રહ્યા છો. તમે નથી જાણતા કે મારૂ આ હૃદય ત્હમારા માટે ક્યાં સુધી સહન કરી શકશે. યોગેન્દ્ર;—હું તમોને વિનંતી કરૂછું કે મ્હારી ઉપેક્ષા ન કરો.

કમલિની જેમ તેમ બોલતી જતી હતી; પરંતુ માધીએ તેને ચુંટી ખણી નહિ હોત તો આ વાતનુ ઓંત ક્યાં સુધી જઈ રોકાત ? અને એ કોણુ કહી શકે ?

યોગેન્દ્ર ઘણીવાર સુધી શોચ કરતાં બોલ્યો;—એમજ હશે, જે વાતથી તમને કષ્ટ થાય એ વાત હું નહિ કરૂં. તમારા સુખને માટે જ્યાં સુધી બનશે ત્યાં સુધી હું એ વાત ભૂલવાનો પ્રયત્ન કરીશ.

કમલિનીના અધર પ્રાન્તમાં હસવું જણાયું;—શોચતાં વિચાર કર્યો કે મારી વાસનાની રાહતો કૃમથી ચારગણી જણાય છે. બોલી હું તો કાલે ઘેર જઈશ. ત્હમે ક્યારે આવશો, બોલો.

" યોગેન્દ્ર ક્રોધપૂર્વક બોલ્યો, હું ઘેર આ જીવનમાંતો નહિ " વળી એ અમૃતમય સ્વરથી કમલિની બોલી;—એ કેવી વાત છે યોગેન્દ્ર ? જગતમાં મને પ્રધાન દુઃખ એ છે કે ત્હમે મારા ચિત્તની યોગ્ય કદર નથી કરી.

કમલિનીએ શિર ઝુકાવી લીધું; અને યોગેન્દ્ર ઘણીવાર સુધી શોચ કરતાં બોલ્યો;—એ પણ સ્વિકાર કરૂંછું. ઘેર જઈશ પણ કોઈ વખત બાદ એકવાર જોઈ લઈશ. કે મને ભૂલીને વિનોદિની કેમ સુખી રહે છે ? તો ઠીક.

કમલિની ઘણીવાર સુધી શિર નિચુ કરી ચિંતા કરતી રહી

એ પછી બોલી;—ચારે તો યોગીન્ અમોને વિદાય કરો. એની આંખો-માં આંસુ આવી ગયાં, વળી આંખોથી આંસુ ડબડબાવતી બોલી તમારી સાથે જેમાં ચીરકાળલક સહભાવ બન્યાં રહે; એ અનુરાગ સો ઘણો વધે હમે કમલિનીને બીજી વાત કાંઇ ન કરી. રોતી રોતી તે મકાનની બહાર નિકળી આવી; યોગેન્દ્રે વિચાર કર્યો. કમલિની દેવી છે; મારા પ્રતિ હેનો કેવો અતુલ અને કૃત્રિમ પ્રેમ છે. કમ-લિનીના જવા પછી માધીએ યોગેન્દ્રને પ્રણામ કરી કહ્યું. જમાઈ બાબુ ખોટુ ન લગાડશો, શું કહેતાં શું કહી દીધું?—

માધી શોચ કરવા લાગી—

યોગેન્દ્ર ખીજવાઈ જતાં બોલ્યો;—"વળી એ વાત શી;—મારી સમજમાં ફેર હતો;

( ત્યારે જમાઇ બાબૂ હવે હું જાઉછું. )

નહિ, તમો જરા રહીને જશો, હમારી મોટી બહેનને જવાનું કહેો; તમે જરા રહીને જજો.

માધી બહાર આવી જોયું તો;—મોટી સેઠાણી ભીંત તરફ મોં કરી રોઇ રહી છે; કમલિની રૂવે છે કેમ?

"મેં જે આગ લગાવી છે. તે ન જાણે ક્યારે બુઝશે. શું જાણે અદૃષ્ટમાં શું લખ્યું છે? હું તો ચાલી; વિનોદિનીનુ સૌભાગ્ય જ્યાં સુધી હશે. ત્યાં સુધી જેમ બનશે તેમ કરીશું. કિન્તુ તેનો દોષ શો છે? એ સરલા, બાલિકા છે. સ્નેહ એજ હેનું જીવન પ્રેમ એજ હેનુ સર્વસ્વ છે. મેં તો તેને દુઃખના સમુદ્રમાં ધકેલી દીધી. તે તો મારી પરાયી નથી. જેની માયા મમતા પોતાની માયા–મમતા છે—જેની સાથે, પ્રેમ કર્યા વગર રહેવાય નહિ. તેની સાથે આ અત્યા-

ચાર ? કેવો મેં તો એનો સર્વ નાશ કર્યો છે–એ શું તે જાણે છે ? કેમ એવી પાપ મતિ થઇ ? હવે શું કરૂં ? જગદિશ્વર નહિ, આ પાપી હૃદયથી આ પાપ કાર્યમાં ત્હમારૂં નામ લેવાની જરૂર રહે–જગદિશ્વરનું કંઇ કામ નથી. ત્હમને નથી બોલાવતી ત્હમે આ કાર્ય તરફ જોશો નહિ. ઓહ કેવી યાતના છે ? શું કરૂં ત્યારે શું દૂર થઇ જાઉં ? અસંભવ આટલુ દૂર આવી. ને હવે હઠવું અસંભવ છે. સંભવ હોય તો પણ શું ? પાછી આવી શકુંછું ? નહિ—નહિ—નહિ–સ્નેહ, ધર્મ સમાજ કોને માટે ? હું આ સુખની આશાનો ત્યાગ નહિ કરી શકું કિન્તુ ઓહ ? શું થશે ! હવે આ આગ ક્રમશ પ્રબળ થતાં જ્યારે કાંઈ ભસ્મ કરી નાખે ત્યારે, એટલુ કરવા છતાં પણ જો, મારી આશા નહિ પૂર્ણ થઇતો, અરે, આ મેં પહેલેથીજ કેમ વિચાર કરી સમજી લીધું નહિ ? શું કરૂં ? નહિતો નહિજ બને–અને એમ થવા દઇશ નહિ; આ વાસના મને મટાડવીજ પડશે, અરે જગ ?—અરે એ શું ? હવે એ નામ શા માટે ? ત્યારે કોને સંભાળું ? કોણ મ્હારૂં આ વિપદ્દમાં સ્હાય થશે ?"—

કમલિની આવા પ્રકારે ચિંતા કરતી રોઇ રહી છે. એ સમયે માધીએ ત્હેના સમીપ આવી. તેને થોડીવાર સુધી ઉભા રહેવાનું રાહ જોવાનું કહ્યું; કમલિનીએ તેની વાત સાંભળીને કહ્યું; માધી ! મને આ મૃત્યુ યાતનાથી બચાવ, મારા શા હાલ થશે ? મેં શું કરતાં શું કર્યું ? માધી હવે આ યાતના સહન થઇ શકતી નથી;–

"આટલી દૂર આવીને આ વિવેચના કરવી ખોટી છે." જેટલું થયું તેટલું કર્યું, હવે બીજુ વધારે નહિ.

"જેટલું થયું એટલાથી શું ? ત્હમારી સાધ મટશે ?—શું હવે તો ત્હમે અલગ થઈ જાઓ."

કમલિની થોડીવાર સુધી શોચતી રહી. એની ઉજ્જવલ આંખોમાં ધારો કે અગ્નિ પ્રગટી રહી છે. બોલી; જુદી થઈશ ? નહિ, નહિ, નહિ, એ આશા, એ ધ્યાન, એજ જ્ઞાન છે. એ વાસના જીવન મરણની સાથેજ પ્રેરાયલી છે.

ત્યારે તો હવે બીજો ફંદ ફરેબ કરવો પડશે; હજુ સુધી ઠીક થયું નથી. અને હજુ પણ બુદ્ધિ ખરચ કરવી પડશે.

એ સમયે લોહીની તરસી, ભૈરવીની માફક આંખો ફેરવી ઉન્માદિની માફક વિકૃત સ્વરથી કમલિનીએ કહ્યું.

" એમ કરો, જેમ થવાનુ હશે તેમ થઇ રહેશે, તમે એમજ કરો બૂડી શકું તો પાતાળ કેટલુ દૂર છે ? એ પણ બતાવી આપું વિનોદ મ્હારી દુસ્મન છે. તું તેનાં હાડકાં પાંસળાંમાં આગ લગાવીદ. મોહમાયા કેવી ? "

કમલિનીએ બીજી કાંઈ વાત ન કહી ચટપટ જઇને ગાડીમાં બેશી રહી; ગાડી સુધી માધી ત્હેની સાથે સાથે આવી અને બોલી;— મોટી બ્હેન તમે જાઓ, હું થોડીવાર પછી આવીશ ગાડીવાળાં એ દરવાનની રજા લઈ ગાડીને ચાલવા દીધી. ક્રમ મુજબ ગાડી નજર આગળથી દૂર થઈ ગઈ.



## પ્રકરણ ૧૧ મું.

### અરે? એમ કેમ?



માધીએ આવી જોયું તો યોગેન્દ્ર બાજુ એક ખુર્શીપર બેઠેલા છે. પુછ્યું;—મ્હને શું કહો છો?

યોગેન્દ્ર જરા હસીને બોલ્યો;—માધી કહોતો ખરો, સુખ શામાં છે? માધીએ જરા મસ્કરી કરીને ઉત્તર દીધો:—

સુખ: ઘણા રૂપિયા, પૈસા, સારૂં ઘરદ્વાર, યથેષ્ટસોનું ચાંદી હોય તો સુખ જણાય છે;—ત્હારી પાસે શું શું છે?—

મ્હારી પાસે? હુ ગરિબ સ્ત્રિ છું, મારી પાસે શું હોય? એક ઘાસનું ઝુપડું છે, અને બે થાન ગવન છે. દશ બાર રોકડા છે. એક લોટો અને એક થાળી, હુ તમારા જેવાઓના આશ્રયમાં પડી રહી છું. તમે ખ્યાલમાં રાખો, તો સર્વ કાંઇ બની શકે.

"કેટલા રૂપિયા હોય તો ત્હારૂં મકાન યથેષ્ટ બની શકે?"

રમજાન મિસ્ત્રિને મેં એકવાર પુછ્યું હતું. તે કહે છે કે, દોઢ હજાર રૂપિયા થવાથી, મકાન તૈયાર થઇ જશે. જમાઇ બાબુ? એટલા બધા રૂપિયા હુ ક્યાંથી મેળવીશ? એ સુખ આ જન્મમાં તો નહિ મળે."

તને હુ જે પૂછી રહ્યો છું; અગર તું તેનો ઠીક ઠીક જવાબ આપી દેશે, તો હુ તારૂં મકાન નવું કરાવી આપીશ.

જમાઇ બાપૂ? એવી વાત ન કરો. મકાન નહિ કરાવી આપો તો શું હુ સાચી વાત નહિ બતાવું? એ કેવી વાત?

માધીએ મનમાં તે મનમાં વિચાર કર્યો. કે મારી કિસ્મત પાનાંથી ઢાંકેલી છે. અને એકા એક હવા લાગવાથી, જોરથી પાનું ઉડી ગયું છે. મોટી બ્હેન કહે છે કે હુ તને પૈસાદાર બનાવી દઊં અહીં જમાઇ બાપૂ કહે છે કે તારૂ મકાન બનાવી આપું. ખોટુ નથી. જમાઇ બાપૂ પણ પારકા નથી. અને મોટી બ્હેન કંઈ પરાઇ નથી. અને તો જે કંઇ મળ્યું તે ખરૂ; એમાં મ્હારે શું?

યોગેન્દ્રે પૂછયું; ઠીક-વિનોદિની કેમ મને પત્ર નથી લખતી? શું મને યાદ નથી કરતી? એ વાત કહી શકીશ?

"એ એ—એ-હુ શુ જાણું?

યોગેન્દ્રે કહ્યું;—હું સર્વ સમજુ છું. કેમ વિનોદિની એવી થઈ ગઇ છે? ત્હારી મોટી બેન પણ જાણે છે. ને તુંપણ જાણે છે, વિચાર તો ખરી? તમારી બેન તમારી ન્હાની બેનની વાત કેમ કરી કહી શકે. પણ ત્હને કહેવામાં શું ખોટુ છે?

"બાપૂ હુ શું બતાવું."

જે જાણતી હોય તે કહે, દોઢ હજારનુ મકાન થાય છે હવે શું?

"મોટાં ઘરની મોટી વાત છે. જમાઇ બાપૂ હુ ગરીબ છું"

ત્હને કોઈ જાતનો ડર નથી તું કહે.

વાત ઘણીજ એ હસ છે. નહિ બાપૂ મને મકાનની કાંઇ ગતલબ નથી તમે સાંભળીને શુ કરશો!

(નહિ માધી બોલ હુ ગુસ્સે નહિ થાઉ.)

ખરી ખોટી વાતો કેટલાક લોકો કરે છે. પણ તે શું સર્વ સાંભળવામાં આવે છે?

" પોતાની નાની બેન સબંધિ વાત કહો શુ કહે છે ?" બાબૂ હુ તો સર્વ કહી શકતી નથી હું તો જાઉં છું. હમણા મોટી બ્હેન ગુસ્સે થાય.

માધિની આ કૃત્રિમ સંગોપન ચેષ્ટાથી યોગેન્દ્રનો સંદેહ અને કૌતુહલ ચારે બાજુએ પહોંચી ગયું. ત્યારે તેણે કહ્યું.

" માધી ? તુ જે કંઈ મ્હારાથી માગીશ તે હુ આપીશ તું જે જાણતી હોય તે કહે."

( માધીએ બે ડગલાં આગળ ચાલી જુવાબ વાળ્યો;—નહિ—બાબૂ હુ જાઉં છું. )

માધીએ વળી આગળ ચાલવા માંડયું: યોગેન્દ્ર અધીર થઈ ગયો. તેણે ગભરાતાં ગભરાતાં માધીની પાસે જઈ કહ્યું.

" માધી ? ત્હારા પગે પડુ છું તું મોંઢેથી માગ, તે ચીજ આપું તને ડર નથી બોલ;"

(ત્યારે માધીએ કહ્યું, શુ કહું માધીની મોડ ? લોક કહે છે કે;—ન્હાની બેન !—)

એટલુ કહી માધી ચૂપ થઈ ગઈ; એ સમયે યોગેન્દ્રનુ શરીર કાંપવા લાગ્યું; એ આંખો ફાડીને માધીની વાતનો શેષ અંશ સાંભળવાને માટે વ્યાકુળ થઇ રહ્યો. માધીને ચૂપ રહેતી જોઇ તે બોલ્યો;—શું શું લોક શું કહે છે; બોલ ડર શાનો છે ?

" લોક કહે છે કે ન્હાની બ્હેનની ચાલ ચલણ ઠીક નથી."

વાત યોગેન્દ્રના કાનમાં પહોંચી. સાંભળતાંજ તે ચોંકી ઉઠયો; સહસા એ મકાનમાં વજ્ર જેવો એકાએક હળાહળ સાપ ગળે લપ-ટાઇ ગયો હોય ? તો પણ તે એટલો ચમકોશકતે નહિ. શબ્દથી તેનુ હૈયુ કાંપી ગયું. વિદ્યુત્ પ્રવાહની માફક તે વાતે તેની સમસ્ત શિખાઓમાં પ્રવેશ કર્યો. અને હેને કંપાવી દીધો. સંસારમાં અંધાર જણાઇ આવ્યું બોધ થયો, ધારો કે અંધકારમય શુન્ય રાજ્યમાં હું પડેલો છું. ધારો કે તેની દેહમાં કાંઈ લોહીજ નથી. હાડ નથી. માંસ નથી. તેમ કંઈ પણ નથી. પરંતુ તેઓ છે. એ એક સંજ્ઞા છે. સંજ્ઞાનાં પ્રથમ ચિન્હો છે. યાતના એ યાતના. એ યાતનાની તુલના નથી. સેંકડો હજારો વિંછી, સેંકડો હજારો સર્પ એકવારજ ડંખ દે છે. અને સેંકડો હજારો નાગી તલવારો એકવાર તેના શરીરમાં ચુમી જાય છે. પણ એ યાતનાની સમાન આ યાતના ( દુઃખ )નથી ઘણીવાર પછી યોગેન્દ્ર બોલ્યો તમે હવે જાઓ મારી વાત થઇ ગઇ.

માધી ચાલી ગઇ, મકાનની વાત કહેવાનો તે વખતે તેને સાહસ થયો નહિ. વિચાર કર્યો, બીજી વખતે એ પસ્તાવ કરી શું—જાણે શું જીવમાં આવ્યું. યોગેન્દ્ર હવે ઘણાજ જોરથી બોલાવવા લાગ્યો;—માધી, માધી ? આવી, યોગેન્દ્રે પૂછયું;—તેના દોષની સાબીતી આપી શકે છે ?

જવાબ—બાબૂ વિચાર કરવાથી ધારૂં છું. મેં નજરે જોયુ નથી પણ—શુ કહું ?

એ કુલટાનો હૃદય વલ્લભ કોણ છે ? તે જાણે છે ? યોગેન્દ્ર વધારે ખીજાઇ ગયો.

શું જાણે બાબૂ લોકતો કહે છે જે;—હરગોવિંદ માસ્ટર સાહેબ

છે. યોગેન્દ્ર છાતી ઉપર હાથ પર હાથ ધરી ઉન્મત્તની માફક ચારે બાજુએ તે મકાનમાં ઘણીવાર સુધી ફરતો રહ્યો; આધીએ ડરતાં ડરતાં જોયું તો તેની આંખો ક્રોધીત થઈ ગઈ છે. આંસુ પડતાં નથી તેની મૂર્તિ વિચિત્ર જેવી થઇ રહી છે. વિચાર કર્યો; શુદ્ધ સર્વનાશ છે. આધી બોલી;—જમાઈ બાબૂ ? હું તો આ ચાલી;—

યોગેન્દ્રે કાંઈ ઉત્તર ન આપ્યો; તેનામાં આ વખતે વાત કરવાની પણ શક્તિ નહિ હતી. હૃદય હૃદયની બહાર થઇ ગયું હતું—આધી ચાલી ગઇ. સંધ્યા વિતિ ગઇ છતાં યોગેન્દ્રનો ભાવ બદલાયો નથી સાધુ આવીને એક બત્તિ કરી ગયો; રોશની જોતાં જોતાંજ તેને બાહ્ય જગતની અસ્તિત્વનો બોધ થયો; એ સમયે મકાનમાં બિછાવેલા સેજપર શિર ઝુકાવી સુઇ રહ્યો; નિંદ્રાને માટે નહિ, આરામને વાસ્તે પણ નહિ. અવસ્થાના પરિવર્ત્તનની સાથેને સાથે હૃદય પણ કંઇ કંઇ શાન્ત થઇ ગયું. એ મહત્વાશાથી ભ્રાન્ત શાન્તિ હવે તમારી પાસે શા માટે આવશે ? તમે જે ચક્રમાં પડીને ઘુમી રહ્યા છો. તે કોણ જાણે છે ? કે એ ક્યાં જઇને રોકાશે આ જગતમાં સુખોની જગ્યા નથી. એક પાપ, તાપ, બુરાઇયો અને યાંતના ( દુઃખ ) ની ખાણ છે. કેમ વૃથા શાન્તિ ચાહો છો ? આ જગતમાં એવી આશા ન કરવી તોડી નાખવું તે સર્વને આવડે છે. પણ બનાવવું એ માણસની બુદ્ધિની બહાર છે વિચાર કરો, યોગેન્દ્ર ? જે ચાલ્યા ગયા તે પાછા અહીં આવી શકતા નથી, અને એમ કદી થાય પણ નહિ. ત્યારે બાઇ કેમ કષ્ટ સહો છો ? પણ આ વાત સમજે છે કોણ ?

યોગીન્ એવી રીતે સુઇ રહેલો છે. સાધુએ આવીને પુછ્યું રાત્રે શું ખાવા કરીએ ? ઉત્તર;—" કાંઇખાણુ નહિ "—

ક્રમથી બે પ્રહર રાત્રી વીતી ગઇ, કલકત્તા શહેર શાન્ત છે ધારો કે જીવનનાં ચિન્હ નગરીથી દૂર થઈ ગયેલાં છે. બોધ થવા લાગ્યો; કે મૃત્યુ આવીને આખી નગરીને લઈ ગયું છે. દૂરથી સંભળાતો ધુંધુંનો વિકટ શબ્દ એ બોધને વધારે વધારે સ્હાયતા કરે છે. યોગેન્દ્ર સેજપરથી ઉઠયો. શું કરે, કાંઇ સારૂ થઈ શકતું નથી સામાન્ય પરિવર્ત્તનથી પણ જે કાંઈ બહાલ જણાય છે તે સાચુ છે. શોચ કરી યોગેન્દ્ર વાંચન મકાનમાં ગયો; મકાનમાં એક મેજ રાખ્યું હતું. ટેબલપર એક લૅમ્પ બળી રહ્યો હતો. અને કંઇક પુસ્તકો અહીં તહીં વિખરાઇ પડયાં હતાં, મકાનની ચારે દિવાલોની પાસે ચાર કબાટો રાખેલાં હતાં, તેમાંના એકમાં તરેહ તરેહની દવાઓ, બીજામાં કેટલાંક ચિકિત્સકોના કામનાં યંત્રો, ત્રીજી બોકસ પછી ચોથી બોકસ ન્હાના પ્રકારના પુસ્તકોથી ભરેલી હતી. ટેબલની એક તરફ એક ન્હાની લાકડાની બેન્ચપર રાખેલી એક નર કંગાલ જગતની નશ્વરની માફક વાસણ પડી રહેલું હતું અને તે મૃત્યુના પરાક્રમોનો ઉપહાસ કરતું તે માણસની અવસ્થાની મશ્કરીઓ કરી રહ્યું છે. ટેબલની બીજી ત્રણે બાજુએ, ત્રણ ખુરશીઓ પડી રહેલી છે. યોગેન્દ્ર એક ખુરશીપર જઇને બેશી રહ્યો એકવાર બંન્ને હાથોથી પોતાના માથાના વાળ ખંજોળવા લાગ્યો;-હવે કોઇ ચીજ ક્ષણભરને માટે, તેના મનને શાન્તિ આપી શકતી હતી તો તે તેનાથી પોતાના મનને ભૂલી શકતો પણ નહોતો નિદાન તેની આંખો આસંજ્ઞાશુન્ય; ચેતનાહિન-શુન્ય ગર્ભમાનવ-કંગાલની માફક ટગમગી એકી નજરે દ્રષ્ટિભૂત થવા લાગી-આ સમયે ગાંડાની માફક બોલવા લાગ્યો;—

કંગાલ ? આ જગતમાં ત્હમો સુખી છો. હું તમારી અવસ્થા-

નેજ પહોંચવા ચાહુંછું. તમારી અભીજ્ઞતા ઘણીજ મોટી છે. તમે આ જગતમાં શું નથી જોયું ? જગતમાં જે પાપ તાપ અને કપટતા છે તે જાણી ત્હમો આ જગતને અને સર્વ પાપ તાપને લાત મારી ચુક્યા છો. બોલો હે દેવ હે પ્રભુ બોલો હું ક્યા ઉપાયથી અને ક્યા કૌશલ્યતાથી આ યાતનાના સમુદ્રપાર ઉતરૂં ? તમારી સાથે પોતાના આત્માને આત્મા જાણી પ્યાર કર્યો હતો અને તેણેજ ધીરે ધીરે ચુપકીથી આવી ત્હમારા કલેજામાં છૂરી ભોંકી હતી હે સર્વજ્ઞ બોલો; તમે ક્યા ઉપાયથી આ યાતનાનો છુટકારો આપશો. કે જેથી જગતમાં રહી શકાય ? અથવા હે ભાગ્યવાન ? ત્હમારા સુપ્રસન્ન અદ્રષ્ટને ત્હમે આયમ યંત્રણા બતાવોછો. ત્યારે હે મહાન્ બતાવો કે શું કરવાથી અને આ સર્વ યંત્રણાઓથી આદમી છુટકારો મેળવે; હે ભાઈ બોલો; સ્ત્રિની અપેક્ષા અધિકતર ઘ્રણીતજીવ ત્હમોએ જોયો હતો કે નહિ હે સર્વદર્શી શું ત્હમે જગતમાં સ્ત્રિની બાબતમાં કોઇ અધીક ઝેરીલી ચીજ જોઇ નથી; શું રમણીના પ્રેમ જેવો અસારક્ષણસ્થાયી પદાર્થ આ જગતમાં બીજો કોઈ છે ? હે નિર્વાક હું ત્હારા પગે પડુંછું. એકવાર આ વિપદ્‌માં પડેલા મનુષ્યને કલેશથી છોડાવવાનો ઉપદેશ ઘો, બતાવો કે મરવામાં શું સુખ છે બોલો મરવા પછી શું થાય છે. હવે કાંઈ નથી થતું તો હે સુહૃદ્ મને આપનો સાથી બનાવો મને પોતાની અવસ્થાથી છુટો કરો. હે પ્રેત, હે ભયાનક, હે અવશેષ હું આજ તમારી અવસ્થાને પહોંચી સંસારની ઉપેક્ષા કરવાની ઇચ્છા કરૂંછું, તમારા જેવુંજ રૂપાન્તર ગ્રહણ કરી, માનવહૃદયની દુર્બળતા અને કાતરતા જોઇ હસવાની અભીલાષા કરૂંછું. ત્હમારી માફક સંપર્ક-શૂન્ય, સામગ્રી થતાં નિસ્તબ્દભાવથી અવિલિપ્ત અવસ્થામાં માનવ–મનની ગતીનું પર્યવેક્ષણ કરવાની મોટી સાધ લાગી છે. હે અતિત્ ?

મ્હને આપની અવસ્થામાં લઇ જવાનો ઉપાય બતાવો મને આપનો સંગી બતાવો.

ક્હેતાં ક્હેતાં યોગેન્દ્ર ખુરશીપરથી ઉઠયો;-અને કંગાલની છબી તરફ ગયો અને બોલ્યો;—હે નિર્દય બોલો; મને આપનો સંગી થવાનો ઉપાય બતાવો, તમારો હાથ પકડુ છું; મને મરવાનો ઉપાય બતાવો.

યોગેન્દ્રે વ્યગ્રતાની સાથે કંગાલનો હાથ પકડયો;-કંગાલ ખટપટ શબ્દ કરતો કાંપી ઉઠયો. એ શબ્દથી યોગેન્દ્રને ચૈતન્ય આવ્યું. હત્તાશ થઇ પાછો ખુરશીપર બેઠો.

ક્રમશ—સૂર્ય દેવ પૂર્વિકાશના નિચેના ભાગમાં જણાઇ આવ્યા, તુષાતુ સંમ્મોહન, સમીર જગતને નવુ જીવન આપવાને માટે આવ્યા આ સમયે એક વ્યક્તિ એ મકાનમાં ઝટપટ દોડી આવી, એ વ્યક્તિ સુરેશ છે. યોગેન્દ્રે ઝટ ત્હેનો હાથ પકડીને કહ્યું. "ભાઇ, ત્હમારી વાત સત્ય છે. આખા સર્વનાશની જડ સ્ત્રિઓજ છે.—"

સુરેશ, યોગેન્દ્રની મૂર્તિ જોઇ ચોંકી ઉઠયો, અને બોલ્યો;-

અરે ?—



# પ્રકરણ ૧૨ મું.

## પ્રેમનો પુરસ્કાર.



એક દિવસ, બે દિવસ ત્રણ દિવસ કરતાં કરતાં પંદર દિવસ વીતી ગયા વિનોદિની તેજ દુઃખની નદીમાં પડી રહીને કમલિની આવી છે, માધી આવી છે; એવી વાતો સાંભળીને સરલ હ્રદયાવિનોદિનીનું હ્રદય અવસન્ન થઇ ગયું છે. એ લોકોએ જેમ અકાટ્ય પ્રમાણુ બતાવી યોગેન્દ્રનાથના ચરિત્રમાં કલંક હોવાનું સાબીત કર્યું છે; કોઇની મગદુર છે કે માણસ વિશ્વાસ વગર રહી શકે? જે વિનોદિની યોગેન્દ્રનાથને અપ્રાકૃત મનુષ્ય જાણુતી હતી; તે પણુ આ સમયે સમજે છે કે; મારો યોગેન્દ્ર હવે મ્હારો નથી અને એનાથી વધારે હવે દુ;ખનો બીજી સીમા કઈ છે?

આજ યોગેન્દ્ર ઘેર આવ્યો છે તેનાથી વિનોદને શું? આ સમયે તો તે વિનોદનું કોઇ નથી, તે હવે પરાયુ ધન છે. યોગેન્દ્ર ઘેર આવ્યો છે પણુ ત્હેણે ઘરમાં પ્રવેશ નથી કર્યો. ગામમાં તેનું છે કોણુ? અને તે ગામ તથા ઘરમાં કોને જોઇ શકશે? શું વિનોદિનીને, અરે યોગેન્દ્રનું એ સ્વપ્નું તુટી ગયું છે ત્હેના કોમળ કુસુમમાં આ સમયે ભુજંગ વાસ કરે છે. તેનું ચંદન તટ આ સમયે વિષવૃક્ષ થઇ ગયું છે. ત્યારે પછી શું?

સંધ્યા વિતી ચૂકી છે. વિનોદિની મલીન વેશ કરી ભૂમી ઉપર પડી રોઇ રહી છે શોચ છે; જગતમાં વિચારજ નથી—કઈ કસુરમાં

હે ગુણધામ, ક્યા દોશથી મને આટલી યાતના આપો છો. ક્યા દોષને માટે આ અભાગણી તમારા ચરણોની અપરાધીની થઇ હવે કાંઇ અપરાધ થઈ ગયો હોય તો ક્ષમા કરો,–મને એકવાર મળો–હું સાવધાન થઇ જાઉં હૃદયેશી હું જાણું છું કે ત્હમારા જેવી ન્યાયવાન વ્યક્તિ. આ જગતમાં બીજી કોઇ નથી કિંન્તુ યોગ્ય મારી ફુટી કિસ્મતના દોશથી તમારી આ અતુલ ન્યાયપરતા આજ ક્યાં ગઈ? હું જાણું છું કે આ દાસી તમારા પગોની ધુળ થવાને યોગ્ય પણ નથી શું મંદભાગીની તમારૂ મનોરંજન કરી શકશે? તમોએ આ ક્ષુદ્ર સેવિકાનો પરિત્યાગ કર્યો છે–તે સારૂ કર્યું છે તમારો વિચ્છેદ સહન કરી કોઇ પ્રકારે બચી જાઉંતો બચી પણ શકું છું. કિંન્તુ તમોને કલંકિત જોઇને હું કેવી રીતે બચી શકીશ? તમારી લોકો હાંસી કરે છે તે હું કેવી રીતે સહન કરૂં! તમે યોગેન્દ્રનાથ, ત્હમે મારા હૃદય રત્ન–સ્વર્ગના દેવતા, સત્યના આદર્શ તે તમે આજ પતિત ભ્રષ્ટ સામાન્ય મનુષ્યોની માફક ઇંદ્રિયોના દાસ થઈ રહ્યાછો તમારૂ આ કલંક હૃદયનાથ ત્હમારૂં આ અધમ–પતન જોઇને હું શું આ અભાગણી બચી (જીવી) શકીશ?–હે નાથ?—

એ સમયે તે પતિગતપ્રાણા વિશુદ્ધ હૃદયાવિનોદિની મોં ઢાંકીને ઘણીવાર સુધી રોવા લાગી અને રોતાં રોતાં બોલી.

મારૂ નામ પણ આપના હૃદયમાંતો નથીજ પરંતુ આપ મ્હારા હૃદયના દેવતા છો તમે મારૂં મોં જુઓ અથવા ન જુઓ કિંન્તું ત્હમે જ્યારે ઘરની અંદર આવશો એ સમયે એકવાર આડથી હું તમારૂએ હૃદયહારી મુખ જોઇ લઇશ, વિનોદિની જે સમયે આવા પ્રકારે જમીન ઉપર પડી રોઈ રોઇ અશ્રુધારાથી પૃથ્વિને ભીંજાવી

રહી હતી. એ સમયે હરગોવિંદ બાબૂ એ મકાનમાં આવ્યા અને આ વખતે રાત્રે દસ વાગ્યા હતા હરગોવિંદ બાબૂએ આવીને કહ્યું. કેમ વિનોદ ? આટલુ રોવા કકળવાથી શું થશે ?

વિનોદિની વ્યસ્તતાની સાથે ઉઠી બેઠી થઇ અને પૂછ્યું; આપે શું કર્યું ? હજુ સુધી તો કાંઇ કામ થયું નહિ.

વળી વિનોદિનીએ વિષણભાવથી કહ્યું;—ત્યારે મને રોવા સિવાય બીજો ઉપાય શો છે ?

"બેટી ? રોવાથી કાંઇ ફળ પ્રાપ્ત થતુ નથી રોવાનો ઘણો વખત છે; આ સમયે પરામર્શ (વિમાસણ) કરવી ઉચીત નથી."

હું કેવી રીતે ધીરજ સહન કરૂં ?

ત્યારે બીજા કોઇની પાસે આ ગુપ્ત વાત પ્રગટ કરવામાં સાર છે ? તમે સલાહ આપો યોગેન્દ્રના આવવા પછી કોઇક વખત બાદ મેં તેઓની ભેટ લેવાની ઇચ્છા કરી હતી. પરંતુ તેઓએ તબિયત ખરાબ હોવાનુ બાનુ કાઢી મારી સાથે ભેટ ન લીધી ત્યારે મને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું મને માલુમ છે કે યોગેન્દ્ર સંસારથી કાંઈ કાંઈ વિરક્ત થઈ ગયેલો છે એમજ ધારો કે જે એનાથી પણ જે પરમ આત્મિય છે. તેની સાથે પણ ભેટ નહિ કરી શકે—

"ત્યારે હવે કેમ કરશો ?"

કાલે જેમ બને તેમ યોગેન્દ્રની ભેટ લઇશજ.

"તે પછી ?"

તે પછી તેના કાન પકડી ત્હમારી પાસે લાવી હાજર કરીશ યોગેન્દ્રની ચાલચલણ કદી ખરાબ હશે નહિ જોતાં તો મને એ વિશ્વાસ થઇ શકતો નથી તેના મનમાં જરૂર કાંઇ ખળભળાટ પેદા

થયેલો છે, અને હું ત્હેને વાત કરતાંજ સર્વે સમજી જઈશ પછી તરત તે ઝગડો પતાવી લઇશ.

આશા, આનંદ અને યંત્રણાને એકઠાં થતાં વિનોદિનીના હૃદયમાં એક અનિર્વચનિય ભાવ પેદા થયો; તે રોતી રોતી માસ્ટર સાહેબના ચરણોમાં પડી બોલી—

" એ આપનો ગુણ છે અને એમ હોય તો ધારો કે આપે મને નવું જીવન આપ્યું, આપે મારી રક્ષા કરી; હું હવે એ વધારે કષ્ટ સહન કરી શકતી નથી—"

હરગોવિંદ બાબુ વિનોદિનીનો હાથ પકડી ઉઠાડીને બોલ્યા;—બેન આટલી ચિંતા ન કરો; આ સંસારમાં મારે સ્ત્રિ નથી, પુત્ર નથી, કન્યા નથી અને ત્હમે મારે સંતાનથી પણ વધારે છો. બેટી તમારી આંખોમાં આંસુ જોઈ મને ઘણું કષ્ટ થાય છે. શાન્ત થાઓ કોઇ જાતનો ભય નથી.

" એમ કહેતાં હરગોવિંદ બાબૂ વિનોદિનીની આંખો પોંચવા લાગ્યા—

જે સમયે ઘરની અંદર આવા પ્રકારની વાતચિત થઈ રહી હતી; એ સમયે એક મનુષ્ય બહાર કમાડનાં છીદ્રમાંથી સર્વ હકીકત જોઈ રહ્યો હતો અને એ વ્યક્તિ ઘરની અંદર જે બે માણસો હતાં તેમની ચાલચલણ જોઇ રહ્યો હતો પરંતુ તેઓના કથનો પરકથનોનો એક અક્ષર પણ સાંભળી શકયો નહિ એ વ્યક્તિ યોગેન્દ્ર છે દાંતની સાથે દાંત પીસતાં યોગેન્દ્રે વિચાર કર્યો—

" હવે શું ? હવે યથેષ્ટ થઇ ચુક્યું. "

હરગોવિંદ ચાલ્યો ગયો વિનોદિની ધીરે ધીરે તેઓની પાછળ પાછળ ચાલી વિનોદિની જ્યારે સીડીના પાસે પહોંચી ત્યારે દૂરથી તેણીએ જેયું કે યોગેન્દ્ર આવે છે ખુશીની સાથે છાતી ભરાઈ આવી વિચાર કર્યો–" એકવાર ત્હેના ચરણોમાં પડી રોઇ લઇશ " અને એમ વિચાર કરી વિનોદિની સીડીની રેલીંગ પકડી ઉભી રહી. યોગેન્દ્રે પાસે આવીને જોયું તો વિનોદિની છે. તેનુ આખુ શરીર કાંપી રહેલુ છે; હ્રદય વિચલિત થઇ ગયલુ છે. વિનોદ એ સમયે અલ્હાદથી, શોકથી, આશાથી, નૈરાશ્યથી, અવસન્ન થઇ ગઇ હતી સંજ્ઞાહિન્નની માફક રોતી રોતી " હૃદયેશ ? " કહીને યોગેન્દ્રના ચરણોમાં પડી ગઇ એ સમયે યોગેન્દ્ર—ચાલ ? હટ દૂર થઇ જા ? તું મ્હારી નથી, ને હું પણ ત્હારો કોઇ નથી કહી વિનોદિનીને જોરથી ચર્ણપ્રહાર કરી ચાલ્યો ગયો વિનોદિની મૂર્છીત થઇ એ જગાએ પડી રહી; જ્યારે મૂર્છા તૂટી ત્યારે વિનોદિનીએ શીર પર હાથ મુકી કહ્યું;—

" હવે મરવાનો ઉપાય કેવો છે ? તે જેવુ જોઇએ. "



## પ્રકરણ ૧૩ મું.

### યોગેન્દ્રનો સાહસ.




ત્રિનો એક વાગ્યો છે, યોગેન્દ્રનાથ સુઈ રહ્યો નથી; સુવાની ઇચ્છા પણ નથી, તે ઘરની અંદર હેરફેર કરી રહ્યો છે. મકાનમાં તેજદાર બત્તિ બળી રહી છે. એ પ્રકાશથી યોગેન્દ્રનાથની છાયા એકવાર પૂર્વની ભીંત તરફ અને બીજીવાર પશ્ચિમની ભીંત તરફ અંકીત થઇ રહે છે. તેના ચિત્તની અવસ્થા ભયાનક સંકલ્પશુન્ય અને ઉન્મત્તની માફક અવ્યવસ્થિત છે. જ્યારે કોઇ મન ઉતાવળે ભવસાગરમાં બૂડે છે એ સમયે શુવિચારોની કુલ્લ અવસ્થા પ્રાપ્ત થાય છે નહિ એને માટે જરા શાન્તિ જોઇએ પણ આ વખતે તે શાન્તિ ક્યાં છે; રાત્રે યોગેન્દ્રે ભોજન કર્યું નથી તેણે સાફ ના પાડી દીધી હતી કે કોઇએ તેને બોલવું ચાલવું નહિ, તેમ તેની ભેટ પણ કરવી નહિ તે ડરથી કેટલાકોએ તેની આજ્ઞા ભંગ કરવાનો સાહસ માથે લીધો નહિ.

અંદર મહેલના એક મકાનમાં એક ન્હાની કામિની બેસી ચૂપચાપ રોઇ રહી છે એ કામિની વીનોદિની છે. મકાનમાં એક ધીમી બત્તિ બળી રહી છે. તે પ્રકાશની સામે બેશીને મર્મ પિડીતા સરળ સ્વભાવિ વિનોદિની કપડાથી મોં ઢાંકી રોઈ રહી છે, તેની આગળ એક દાશી સુઇ રહી છે વિનોદ વિચાર કરે છે.

"હવે આ પ્રાણ શા માટે ? હું જેની છું અને તે જ્યારે મારો નથી અને મને ચહાતો નથી ત્યારે હું રહીને શું કરીશ ? હે દીનબંધો ? ત્હમોએ શા માટે ક્ષુદ્ર રમણીને અતૂલ પ્રેમસાગરમાં ડુબાવી હતી હું આટલાં રત્નપ્રવાલ જોઇને પણ તેમાંથી કાંઈ લઇ શકી નહિ. હે પ્રભુ શું ત્હમે મને આ અતુલ ભંડાર બતાવ્યો છે. અને હવે બતાવ્યો તો કેમ નહિ ભોગ કરવા દીધો, કેમ મને ત્યાં ઠરવા દીધી નહિ. પહેલેથીજ કેમ મને દૂર દૂર રાખી દયામય, કેમ મને ત્હમે આ લાલચ બતાવી ? કેમ મારા કાળજામાં આ અગ્નિ ધખધખાવી ? હવે આપ જાણુતા હતા કે મારે આ ભાગ્યમાં નથી, મારૂં અહીં ઠરેઠેકાણુ નથી ત્યારે મને એ કામ કેમ બતાવ્યું—હે અનાથનાનાથ મેં ક્ષણભર એ રત્નને કંઠમાં ધારણ કર્યું. હવે તેની ઉજ્વળ જ્યોતિથી મારાં નયન મન ચંચળ થઇ રહ્યાં છે. મેં હજુ સુધી તેની તરફ પૂર્ણ રીતે સુખ જોયું નથી એટલામાં હે જગદીશ કેમ ત્હમે મારા એ હૃદયનુ રત્ન ઉતારી દીધું ?

એમ કહી વિનોદિની વધારે રોવા લાગી—વળી વસ્ત્રથી આંસુ લુછી નાખ્યાં—ઘણી વખત પછી બોલી;—હે દયામય ? હવે તમને જે ઠીક લાગ્યું તે કર્યું. પણ હવે એટલુંજ કરો જે હું કાલે નિર્વિઘ્ને આ પૃથ્વિથી ચાલી જાઉ જેથી કાલે લોકો આ અભાગણીનું મોં જોઈ શકશે નહિ.

વળી વિનોદિની શોચ કરવા લાગી;—મરવું તો જરૂરજ છે. કિન્તુ એકવાર વધારે પ્રયત્નથી તેનું મોં નહિ દેખી શકું ? હે પ્રાણેશ ત્હમે એક વખત મારી ભેટ કરીધો; મરવું એ તો આ સંસારમાં સ્વપ્નવત્ છે.

કંઇક વખત પછી વિનોદિની ધીરે ધીરે ઉઠી ઉભી થઈ ઉભી થતાં ધીરે સ્વરથી બોલવા લાગી;—ગુણી; હે ગુણી ? ગુણીઆ સમયે બેશીકર થઇ સુઈ ગઇ હતી; ઉત્તર ન આપ્યો એ પછી વિનોદિનીએ ધીરે ધીરે દ્વારની પાસે આવી દરવાજો ખોલ્યો ક્ષણભર વિહવળની માફક ઉભી થતાં ન જાણે શું શોચ કરવા લાગી ? એ પછી નિશ્ચય કર્યો;—

" ડર શી વાતનો ? તેતો મને નહિ દેખી શકેને ? હુંતો તેને જોઇ લઇશ પછી શો ડર છે ? "

ધીરે ધીરે વિનોદિની ઘરની બહાર આવી; એક બે ત્રણ ઘર મુકી ક્રમથી આંગણામાં આવી જે ઘરમાં યોગેન્દ્ર હતો તેનો પ્રકાશ દરવાજાની ફાટકમાંથી વિનોદિનીના જોવામાં આવ્યો; એ કાંપી ઉઠી કાંઈ વખત પછી ચાલવાની શક્તિ પણ જતી રહી ત્યારે દુઃખીમય વિનોદિની ધુળવાળા આંગણામાં બેશી રહી વિચાર કર્યો હૃદેશ ? ત્હમે પણ એવાજ અને હું પણ એવીજ ? પણ આજ આપણુ બંને પરાયાથી પણ પરાયાં છીએ જે તમારૂ નામ સાંભળી નાચી ઉઠતી હતી તે આજે ત્હમારી સાથે ભેટ કરવાને ડરે છે, ડર કેવો, અપમાન કેવું, ભય શો, અનાદર શો, એમ નહિ નાથ ?—તમારી આગળ મને માન, અપમાન અનાદર કંઈ નથી. તમારો સંતોષ એજ મારૂં જીવનનું વ્રત છે. ભય એ માટે છે કે વળી ત્હમે મને જુઓતો તમને અસંતોષ ઉત્પન્ન થાય હું તો હવે ત્હમારી આનંદ પ્રદિપ નથી-જ આ સમયે ત્હમારા કલેશનું કારણ છું—પ્રાણનાથ એ કારણથી તો મેં સંકલ્પ કર્યો છે; કે આ પ્રાણુ હવે નહિ રાખી શકીશ મારા જીવનનું વ્રત સમાપ્ત થઇ ગયા પછી શું ?—

વિનોદિની હવે ઉભી થઈ ગઇ—એ પછી ધીરે ધીરે સાહસ કરી આગળ વધી ક્રમથી દરવાજાપર આવી એક પગલુ આગળ ભરતાંજ યોગેન્દ્ર જણાઇ આવ્યો, વિનોદિનીએ વિચાર કર્યો જેના હૃદય ઉપર ચિત્ત મુકી પળપળમાં વ્યાકુળ થઇ જતી હતી તેની સાથેનો આજ એકદમ અચાનક સબંધ ઠીક ત્હેને મ્હારે બાજુએથી જોતી છુપી રીતે અહીં આવી પહોંચી છું ?

સાહસ અવલંબન કરી વિનોદિનીએ વળી એક આગળ પગલું ભર્યું; કમાડના ચીરામાંથી ઘરની અંદર જોયું; જોયુંતો એ હૃદયહારી મુર્તિ યોગેન્દ્ર છે; એ સમયે વિનોદિનીની સંજ્ઞાલોપ થઇ ગઇ અને તે કમાડની છત પકડી ત્યાં બેશી રહી અને બેસવુ પણ અસંભવ થઇ ગયું. વિનોદિની ભૂમી પર પછડાઇ પડી અને ઘણી વખત બાદ પહેલાંની અપેક્ષા મસ્તિષ્કમાં કંઇ સ્થિર થતાં વિનોદિની મનમાં ને મનમાં કહેવા લાગી;—

આ દેખાદેખી અંતિમ છે હવે તમારી સાથે ભેટ નહિ થાય આ સમયે મને મરતાં દુઃખ માલુમ પડશે નહિ પણ દુઃખ એ વાતનુ છે જે, હે હૃદયનાથ આ અંતિમ સાક્ષાતમાં પણ તમારી સાથે એક બે વાત કરી પ્રાણ નહિ જોડી શકું ? અને એમ બનશે પણ નહિ. જેનાથી તમને દુઃખ થાય એ હું કરી શકતી નથી, પ્રાણેશ્વર? મ્હને ઇચ્છા છે જે—જન્મજન્માન્તર તમારા ચર્ણોના સ્થાનમાં આવું;—

હવે વિનોદિની ઉઠી ઉભી થઈ વળી તે દરવાજાની ફાંચડમાંથી અંદર જોયું; તો યોગેન્દ્ર એજ યોગેન્દ્ર છે. મનમાં ને મનમાં તેણે વિચાર કર્યો—" ભગવાન્ આ અતુલનિય રત્ન ત્હમારૂંજ બનાવેલું છે. કોણ કહેશે કે તમે નિર્દય છો; ઇચ્છામય એક દિવસતો એ રત્ન

મ્હારૂં હતું એ શું કમ સૌભાગ્ય છે; આ જન્મમાં તો આ દુઃખીની-ની સર્વ સાધ મટી ગઇ–હે અગતિની ગતી તમારા ચર્ણોમાં મંદ-ભાગીનીની આશેષ પ્રાર્થના છે કે જન્મજન્માન્તરમાં એજ ચર્ણોનું સ્થાન મેળવું."

આ સમયે યોગેન્દ્રનાથ ચિત્તની અસ્થિરતાને શાન્ત કરી દરવા-જામાં આવ્યો. વિનોદિની જ્યાં ઉભી હતી તે જગ્યા દરવાજાની પા-સેજ હતી, અને તે જોઇ શકાતું હતું. એકવાર વિનોદિનીએ વિચાર કર્યો, "એક વખત આ છેલ્લીવાર ચરણોમાં પડી એક બે વાત કહી શકું." વળી શોચતી કે તેના હૃદયમાં તો મારૂં નામ પણ નથી તો પછી શા માટે તેને કહી સંભળાવું ? તે ધર્મભિરૂ વ્યક્તિ છે. અને જોવાથી તરતજ તેને કષ્ટ થશે. આ જીવનમાં તો તેને દુઃખ નહિ આપું, વળી વિચાર કર્યો જ્યાં સુધી જીવન છે ત્યાં સુધી કેમ નહિ આ જગ્યાએ બેશી રહું ? એ સુખ કેમ છોડું. હમણાંજ જો તેઓ અહીં આવે તો મને દેખી શકશેજ ના એ લોભ છોડવો એજ ઠીક છે.

એ સમયે વિનોદિનીએ ઉપર નજર કરીને હાથ જોડીને કહ્યું;–

એ અનાથ નાથ, હે ઇચ્છામય મારી જીવનલીલા તો હવે સમાપ્ત થવા આવી; મારાં સુખ દુઃખ હવે ધણાંજ જલદી મટી જશે, કિન્તુ દયામય એ વ્યક્તિએ આ દુઃખીણીનું સર્વ સ્વધન અને અ-ભાગીણીનુ જીવન સર્વસ્વ છે. તેઓના પગમાં દર્ભનો કાંટો પણ ન જાય, અને તેઓને લાંબો શ્વાસ પણ લેવો ન પડે; તેઓના સુખમાં કમી ન આવે હે જગદીશ, હું દુઃખીણી હવે આપના શાન્તિમય ચ-રણોમાં આશ્રય લેવા ધારૂ છું તેઓની પ્રાર્થનાની હવે મસ્કરી ન કરવી જોઇએ.

એ પછી યોગેન્દ્ર તરફ લક્ષ્ય કરીને મનમાં ને મનમાં કહ્યું;— હે હૃદયેશ ? સુખથી રહો કદી આ અભાગીણીનુ નામ લઇને અનુતાપ ન કરો હું મ્હારાં કર્મનાં ફળ ભોગવી રહી છું તેમાં ત્હમારો શો દોશ ? જન્માન્તરમાં આપના ચર્ણોનું સ્થાન આપજો.

એ પછી યોગેન્દ્રનાથ ઘરની અંદર ગયો, એટલે વિનોદિનીએ કહ્યું;–ભ્રાન્તમન ? તેને જોઇને શું જોવાની સાથે દર્શનથી માત્ર મટી જશે, અને તેમ હોય તો બહુજ સારૂં. ”

એ સમયે અવિરલ અશ્રુધારાથી વિનોદિનીની છાતી ભીંજાઇ ગઇ; અને તે ગાંડાની માફક જલદી જલદી ત્યાંથી પાછી ફરી અને ચિત્તભ્રમની માફક અસ્થિરતાથી ચાલવા લાગી હવે આંગણામાં આવીને ફરી એ તરફ જોયું; તો જણાયું કે એવીજ રીતે પહેલાંની માફક પ્રકાશ આવી રહેલો છે, એ સમયે ધીરજ છોડીને મર્મ વિદારક સ્વરથી બોલી ઉઠી;—“ ભગવન્ ? ”

શબ્દ યોગેન્દ્રના કાનો સુધી પહોંચ્યો તેણે સમજી લીધુ જે આ વિનોદિનીનો ચિત્તપરિચિત્ત કંઠ સ્વર છે, ન જાણે કાંઇ શોચ કરતો તે તરફ ખડકીની પાસે આવ્યો. કિન્તુ એ સમયે વિનોદિની આંગણુ છોડી ઘરમાં ચાલી ગઇ હતી અને એ કારણથી યોગેન્દ્ર કાંઇ પણ જોઈ શક્યો નહિ તેણે વિચાર કર્યો કે આ સર્વે મ્હારા અસ્થિર મનની ઉદ્ભાવનાઓ છે એ પછી ત્હેણે મોં ફેરવી લીધું.

---

# પ્રકરણ ૧૪ મું.

## પ્રત્યાખ્યાન.




ગેન્દ્ર બેચેન છે, શુ કરે ? શું કરવાથી આ ગુરૂત્તર યાતના શાન્ત થશે શું કરવાથી ચિત્તનો આ અસીમ વેગ શાન્ત થશે, ક્યા ઉપાયથી આ દારૂણ વિશ્વાસ ઘાત કતાનો પ્રતિશોધ થશે, એ એને કોણ બતાવે? કોણ એવો વૈદ્ય છે કે. આ સર્વ દુર્દમનિય વ્યાધિનું ઔષધ બતાવી શકશે ? આપણુ જાણીએ છીએ કે મૃત્યુ એ આવ્યાધિનો એક માત્ર વૈદ્ય છે. યોગેન્દ્ર આ યંત્રણાના હાથથી કેવી રીતે છુટકારો મેળવશે, એના માટે તેણે કેવા ઉપાયો શોધી રાખ્યા છે. તે આપણુ નથી જા- ણુતા કિંન્તું. આપણુ નિઃસંદેહ કહી શકીએ છીએ કે. આ ચિંતાની શાન્તિ ચિતાની અગ્નિ બીજી કોઇ રીતે થઇ શકશે નહિ. જે પ્રતા- રણાના સાગરમાં એ ડૂબ્યો છે. તેમાંથી નિકળવાનું તેનામાં સામર્થ્ય નથી. પ્રકૃત ઘટનાથી આલોકના હૃદયનો અવિશ્વાસરૂપી અંધકાર દૂર થવાની સંભાવના પણ નથી. જે ઉંચા સ્થાનપર એ ચઢેલો છે. ત્યાંથી નિચે ઉતરવાની તેનામાં શક્તિ નથી. ધારો કે જ્યાં સુધી તેના દેહમાં શોણીત પ્રવાહિત થઇ રહેશે ત્યાં સુધી તેની યંત્રણાની સીમા જણાઇ શકશે નહિ. એવી અભાગ્ય વ્યક્તિને. તમે મૃત્યુ સિવાય બીજો કયો ઉપાય ધારી શકશો ? એ "વિષ્કુંભ–પયો મૂખ" રમણીઓએ સ્વાર્થ સિદ્ધને માટે તેના શરીરના પ્રત્યેક સ્થા- નમાં ઘણીજ ચતુરાઇથી છાનુમાનુ વિષ નાખી દીધુ છે. અને તેના

જીવનની ઝેરી સર્પ કરતાં પણ અધિક ભયાનક ઘટના બનાવી દીધી છે. તેની આનંદમયી પ્રકૃતિ શાન્તિમય સ્વભાવ, અને પ્રેમમય જીવન સર્વનો ક્રોધ અવિશ્વાસ અને ઘાણુની માફક એ સપડાવી વિકૃત કરી દીધુ છે. તેના હાસ્યમય બદનપર શોકની ગાઢી છાપ લગાવી દીધી છે મુખ મંડળ ફીકુ પડી ગયું છે. તેના પ્રફુલ્લ લલાટ ક્ષેત્રપર ચિંતાની રેખા ખીચાઇ રહી છે. તેનાં પ્રશાન્ત નયનોને લોહીના તરસ્યા જીવોની માફક ભયંકર બનાવી દીધાં છે. અને સર્વથી વધારે તો એ છે જે તેનાં સદાનાં સંગી જ્ઞાન અને પ્રજ્ઞાને તો દુષ્ટ બુદ્ધિને આધીન કરી દીધાં છે ત્યારે હવે ,હેને છે શું? કાંઈ સુખને માટે તમે જીવશો તમે અમને નિષ્ઠુર કહેશો તોપણ હું કહુંછું કે; આભારભૂત જીવનનો બોજ ઢોળવાની અપેક્ષા યોગેન્દ્રનાથને માટે મરવું એ અવશ્ય છે અને તે શ્રેય છે. કિન્તુ યોગેન્દ્રનાથ એમ સમજતો નથી કે પહેલાં વિશ્વાસ ઘાતકોને શિક્ષા આપી પછી મરવું એ ઠીક છે.

રાત્રિના ત્રણ વાગી ગયા છે વસુંધરા શુનશાન થઈ ગઇ છે નિંદ્રાની શક્તિ અને પ્રભાવથી બાહ્ય અને અંતર્ગત સ્થિર જણાય છે અને યોગેન્દ્રના માટે તો એ સર્વથી ઉલટુજ છે તેને હજુ સુધી નિંદ્રા આવી નથી.

યોગેન્દ્ર એ ઘરમાં શય્યા ઉપર સુતેલો છે તે ફક્ત બિછાનાપરજ સુઇ રહેલો છે, નિંદ્રાની આશાથી નહિ, એના માટે કાંઇપણ શાન્તિ હોય તો તે શાન્તિ ક્યાં છે તેની નિકટ શાન્તિ આવતી નથી. યોગેન્દ્ર પલંગપરથી ઉઠયો અને પાસેની આલમારી ખોલીને તેમાંથી એક છરો બહાર કહાડયો જે ટેબલ પર લેમ્પ બળી રહ્યો હતો, તેની પાસે

એક ખુર્શિ પડી રહી હતી એ ખુર્શી પર છરા હાથમાં લઇને બેશી રહ્યો. વ્યસ્તતાની સાથે તેણે આવરણુના અંદરથી છરો કહાડયો અને ઉજ્વલ આ લોકની આભાથી તે તેજદાર છરો ચમકવા લાગ્યો એ સમયે યોગેન્દ્રે તેની તીખી નજરથી પરિક્ષા કરી, હવે ટેબલ ઉપરજ છરા ફેંકી દઇ હાથપર હાથ અને ન્હેનાપર મસ્તક મુકી થોડીવાર સુધી કાંઇ વિચાર કરવા લાગ્યો, પછી લાંબો શ્વાસ ફેંકીને ઉભો થયો અને બેચારવાર એ ઘરમાં પરિક્રમા કરી પુન આવી તે છરાને હાથમાં ઉપાડી ફરી તેની ઉજ્વળતા અને તિક્ષ્ણતાની પરિક્ષા કરી વળી ખુર્શી પર આવીને બેઠો એ પછી બંન્ને હાથોથી માથાના વાળ ખંજોળવા લાગ્યો એ પછી તે થઇ રહ્યા બાદ તે તિખી ધાર-વાળા છરાની અણી પોતાની છાતી સાથે લગાડી એટલામાંજ પાછ-ળથી ખુલ્લા દરવાજાથી આવી એક સુંદરી યોગેન્દ્રના બને હાથ પકડી કહેવા લાગી;—

"આ શું? આ શું? યોગેન્દ્ર આ વાત કેવી;"—

( સુંદરી કાંપી રહી છે. તેની આંખોમાં ખરખર આંસુ વહી રહ્યાં હતાં યોગેન્દ્રે વિસ્મયેની સાર્થે જોયુ તો કમલિની છે. )

યોગેન્દ્રે શા માટે છરો કહાડયો હતો. અને પોતાની છાતીપર મુકયો હતો. પણ હમણા એનુ આપણુ પુરૂ રહસ્ય સમજી શકતા નથી. હવે આપણુ લોક સારી રીતે જાણીએ છીએ કે તેનામાં મનથી આત્મ હત્યા કરવાની ઇચ્છા નહિ હતી. તેના હૃદયમાં આ સમયે પ્રતિ હિંસાની. પ્રવૃત્તિ બળવત્તર થઇ રહી છે. યોગેન્દ્ર કમલિનીને જોઇને સ્થિર થઇ ગયો. અને તે સમયે પોતાના હૃદયના વેગને કમ-લિનીને પ્રગટ કરવાને તેના હૃદયમાં વાસના સિદ્ધિથી વ્યાઘાત પહોં-

એો તેણે હસતાં પૂછ્યું;–કમલિની? કેટલી રાત્રિ ગઈ, છતાં તું અહીં ક્યાંથી?

યોગેન્દ્ર હસ્યો; કેવી ભયાનક વાત છે; જે વ્યક્તિની અવસ્થા અને યાતનાના પરિમાણુની આ લોચના કરીને અમે. તેને માટે મૃત્યુની વ્યવસ્થા કરી હતી વળી તે પણ હસી હસીને વાતો કરતે। માલુમ પડે છે, સર્વનુ હસવુ રોવુ બરાબર નથી હોતું. અથવા યોગેન્દ્રે ધારો કે, પોતાની કલેશ રાશિ. નુ પોતાના મનમાં કોઈ એવું સુક્ષ્મ રહસ્ય જાણી લીધુ છે કે આપણી આ માનવ બુદ્ધિના ક્ષુદ્ર જીવનમાં જણાવવુ કઠીણુ છે; જેમ હોય તેમ પણ તેણે મીઠા હાસ્યથી પૂછ્યું;—

"આટલી રાત્રી ગઇ, તું અહીં ક્યાંથી?"

કમળે વિચાર કર્યો;—સાધનાથીજ સિદ્ધિ થાય છે. એ વાત કદી જુઠી નથી. યોગેન્દ્ર જ્યારે દારૂણ મન સ્તાપમાં પડયો છે. અને આત્મ હત્યાનો ઉદ્યોગ કરી રહ્યો છે. ત્યારે ત્યારે પણ મને જોઇને ક્ષણભર સર્વ દુઃખ યંત્રણા ભૂલી જાય છે. એ નિશ્ચય પ્રેમનુ લક્ષણ છે, વળી તે હસે છે. આટલા આટલા દિવસ બાદ માલૂમ થાય છે. કે ભગવાન્ મ્હારા પ્રતિ દયાવાન થયો છે. તેણીએ નક્કી કર્યું કે જ્યારે પવન પોતાની મેળેજ ફરી જાય છે. ત્યારે જરા જોર કરવાથી અને હવા લાગવાથીજ નૌકા ઘાટ ઉપર પહોંચી જાય છે. હવે હુ પણ જરા વધારે જોર કરૂ, એમ ધારી યોગેન્દ્રના મોં તરફ એક વાર તિખી વિલાસમયી દ્રષ્ટિ ફેરવીને બોલી;—યોગીન્ ત્હમે તો બાળક નથી. પછી એમ કેમ કરો છો? એક બાલિકા? એક તૂચ્છ બાલિકાને માટે? તમે પોતાનો પ્રાણ કેમ ગુમાવી રહ્યા છો?

યેગેન્દ્ર હસીને બોલ્યો;—એ વાતોમાં કંઇ મતલબ નથી, હું એક તુચ્છ બાલિકાને માટે ગુસ્સે થાઉ એ તમને કોણે કહ્યું—રાધા કૃષ્ણ કેમ? મને હજુ પણ અનેક સુખો છે. અનેક આશાઓ છે. અરે હું કેમ પોતાનો જીવ આપવા લાગ્યો.

કમલિનીએ કહ્યું;—ત્યારે તમે છરો લઇને શુકરતા હતા?

યેગેન્દ્રે કહ્યું;—તે છરો હું જોતો હતો. હવે જો મરવાની ઈ-ચ્છા હતી તો કયારનો એ મરી ચૂકયો હોત. મારી એવી ઇચ્છાજ નહિ હતી. છગની વાત કહો છો તો લ્યો એ છરો હું ફેંકી દઉછું

એમ કહી યેગેન્દ્રે છરાને ઉપાડી જોરથી દૂર ફેંકી દીધો. ત્યારે કમલિનીએ કહ્યું;—" વિનીની સર્વે વાત મેં સાંભળી છે. જે વાત કદી કોઇ પણ વીચારવા રહેતુ નથી તે વાત તેણીએ કરી છે. તમે સર્વ જાણીગયા હશો એ કારણથી હું તે વાત તમને કહું છું. કિન્તું યેગેન્દ્ર, તમે એ વાતનો વિચાર કરીને પોતાના જીવનને દુઃખમાં ન ડુબાવો. તહમારી હજી નાની ઉમ્મર છે. આ ભૂવન મોહનરૂપ છે. તમારા ગુણ દેવ દુર્લભ છે. તમારી આ સર્વ વાતોથી જગત વશ થઈ ગયું છે, જો તમે ધારો તો કેટલીક કામિનીઓ તહમારા ચરણોનીદાસી થઇ જાય.

વાત સમાપ્ત કરી કમલિનીએ પોતાનાં ઉજવળ આરકત નયનો દ્વારા કેટલીએક ઉલ્લાસ કારીસુધા યેગેન્દ્રના નેત્ર પથદ્વારા તેના હૃદય ભંડારમાં પહોંચાડી દીધી;—પરંતુ એ સુધાને પીવાથી યેગેન્દ્રના હૃદયમાં—સંતોષ થયો કે નહિ. તે આપણ કહી શકતા નથી. યેગેન્દ્રે કમલિનીની વાતોનો ઉત્તર મોંઢાથી નહિ આપ્યો. પરંન્તુ કમલિનીના નયનો સાર્થે નયન મેળવીને જરા એક હસી દીધું. એમ હસવાથી કમલિનીને વધારે આશા ઉત્પન્ન થઇ, તેણીએ વિચાર કર્યો.

યોગેન્દ્ર પીગળી ગયો છે; હવે ફેર એવીજ આવેશમયા દષ્ટિ સંચાલન કરી બોલી;—

"યોગેન્દ્ર ? આ સંસાર સુખને માટે છે. હજાર દુઃખ હોય તો પણ ક્રોધ કરવો એ કામ સારૂ નથી જ્યાં દુઃખ છે ત્યાંથી દૂર હઠી જવું; અને જ્યાં સુખ છે. ત્યાં પાસે જવું; યોગેન્દ્રે કહ્યું."

એમાં પણ કહેવાનુ છે જે મેં પોતાનુ સુખ દુઃખ ત્હમારા હાથમાં અર્પણ કરી દીધુ છે, તમે મને જે રસ્તે લઇ ચાલશો તે રસ્તે હું ચાલીશ; યોગેન્દ્રે આ વાત હસી હસીને કહી; એ હસવાની સાથે મળેલી આ વાતથી કમલિનીના હ્રદયમાં આ ઘાત થયો, એ કાંપી ઉઠી; વિચાર કર્યો; વાસના તો પુરી થઇ, યોગેન્દ્રતો મ્હારોજ છે. અને—બોલી;—

યોગેન્દ્ર ? હવે કોઇ કોઇના ઉપર પ્યાર કરે તો સામુ માણસ જાણતુ નથી કે આ આના ઉપર પ્યાર કરે છે કે નહિ. અથવા સમાજના ડરથી મનની આગ મનમાંજ દબાવી રાખે, તો તેને કેવું કષ્ટ થાય છે, તે તમો અનુમાન કરી શકશો ?

યોગેન્દ્રે વિચાર કર્યો; કે કમલિની અહીં જે કંઇ જણાઇ આવે છે તે તેના મન ઉપરથી કોઇ બીજીજ ઘટના માલુમ પડે છે. જોઉછું કે જે વાત આજ સુધી કમલિનીએ ન કહી તે કહેવાનું અનુષ્ટાન્ન કરી રહી છે ઠીક છે. ધારો કે આવા ખોટા વખતમાં પણ મારાથી તેનો કોઇ ઉપકાર થઇ શકવાનો નથી બોલ્યો;—

"પ્રેમ ઘણી તરેહનો હોય છે, કમલિની પ્રેમ કહેવાથી પ્રેમ જણાતો નથી. જે પ્રેમ નરકને સ્વર્ગ બનાવી દે છે; પાપને પુન્ય બનાવે છે, નિર્ધનને ધનવાન કરી દે છે, શોકગ્રસ્તને આનંદી

બનાવે છે, જે પ્રેમથી પોતાનુ જ્ઞાન જતુ રહે છે, બુદ્ધિ જતી રહે છે, વિવેચના શક્તિ પણ લોપ થાય છે, તેવો પ્રેમ તે પ્રેમ છે. તું જે પ્રેમની વાત કહે છે તે પ્રેમ કેવો છે ?"

કમલિનીની આંખો ઉજવળ થઇ ગઇ અને તેણીએ કહ્યું:—હું એ પ્રેમ ત્હમને શુકરીને સમજાવું કે એ પ્રેમ કેવો છે ? એવો પ્રેમ આ જગતમાં ક્યાંઇ નથી. ત્યારે કોની સાથે તેની તુલના કરી સમજાવું ?

યોગેન્દ્રે કહ્યું;—ધારૂ છું કે તે પ્રેમ ઉચ્ચા દરજાનો હોવો જોઇએ; કિંન્તું એવી દ્રઢતા ઉભય પક્ષમાં ક્યાં છે ?

કમલિનીએ ક્ષણુ એક યોગેન્દ્ર તરફ જોતાં, લાંબો શ્વાસ લઇને કહ્યું;—એજ તો દુઃખ છે. અને પ્રેમની ચીજમાં માલુમ ન પડે તે એક યંત્રણા છે.

સુંદરીએ, ઘણીજ ઉત્કંઠીત થતાં શીર નિચુ કરી લીધું; યોગેન્દ્રે વિચાર કર્યો. કે દારૂણુ અવ્યક્તાત્ગ પ્રણયમાં પડીને કમલિની મોટુ કષ્ટ સહન કરી રહી છે જરાએક આશ્વાસન (ધીરજ) આપવાના અભીપ્રાયથી તે બોલ્યો;—

"ધારૂ છું કે બીજા પક્ષમાં પણુ સમાન પ્રેમ હોય કિંન્તુ એમ પણુ બનીશકે છે કે, એ પણુ સમાજના ભયથી તો નથી બની શકતું."

કમલિની ઉત્સાહની સાથે બોલી;—યોગેન્દ્ર ? કેમ એમ બનીશકે છે; અગર એમ હોય તો યોગેન્દ્ર ત્યારે તેનું શું કરવું જોઇએ;

યોગેન્દ્રે કહ્યું;—એ સમયે તેના પ્રેમાસ્પદ હ્રદયની પરિક્ષા કરવી જોઇએ, સર્વથી પહેલાં એ જોવું આવસ્યક છે, કે એ ભલો આદમી છે કે નહિ. ?

કમલિની;—જે ભલો આદમી છે, તે દેવતા છે, એ મનુષ્ય નથી. એ સમયે યોગેન્દ્ર ખુર્શીપરથી ઉઠી ઉભો થઈ ગયો. અને ફરતાં ફરતાં કોઇ વખત બાદ વિચાર કરતો રહ્યો; બાદ તે કમલિનીની સામે આવીને ઉભો થઈ ગયો; અને બોલ્યો;—ત્યારે તેને એ વાત કહેવી ખોટી નહિ.

વળી ફેર યોગેન્દ્ર ફરવા લાગ્યો;—કમલિની ઘણીવાર સુધી ન જાણે શો વિચાર કરે છે? એ પછી ઘણાજ વેગથી યોગેન્દ્રના ચરણોમાં લોટી ગઈ બોલી;—યોગેન્દ્ર? યોગેન્દ્ર? એ પ્રેમાસ્પદ ત્હમેજ છો. ત્હમે એ પ્રણય પાત્ર છે? હું ત્હમારીજ છું. કમલિની એ પછી વધારે કાંઈ કહી શકી નહિ.

એ સમર્થ તે મંદ ભાગિની, સર્વ નાશ સાધિની, પ્રેમભિભૂતા રૂપ લતિકા કમલિની યોગેન્દ્રના પગ પકડી રહી હતી. તેની. વાતો સાંભળીને યોગેન્દ્ર ચમકી ઉઠયો; સહસા ભયંકર પૃથ્વિ કંપથી હવે જો સારામાં સારૂ ઘર વનાફના થઈ જાત તો પણ યોગેન્દ્ર એટલો ચમકત નહિં. ત્હેણે દિવાલપર હાથ ધરી ધરીને સર્વ વાતોની આ લોચના કરી; કમલિનીના આંખોમાંથી ઢળતાં બોર બોર રૂપ આંસુ એ સમયે ત્હેના ચરણોને ભીંજાવી રહ્યાં હતાં. એ પછી તે ગંભીર સ્વરથી બોલ્યો;—

" કમલિનીજાઓ;—ત્હમે આ પત્રની સાથે સંગ કરેલો છે. તમારી આશ કદી સફળ નહિ થશે, હૃદયને શાન્ત કરવાનો અભ્યાસ કરો. મારા પગ છોડીદો; "

કમલિનીએ પગ છોડયા નહિ. ત્યારે યોગેન્દ્રે, કમલિનીના હાથોથી પોતાના પગ છોડાવવાની કોશિસ કરી. કિંન્તુ કેવા આશ્ચર્યની વાત છે! જોયુ તો કમલિનીમાં હોંશ નથી. ત્યારે ઘણીજ મુશ્કેલીથી.

તેના હાથથી પોતાના પગ છોડાવ્યા બાદ તેણે વિચાર કર્યો; કે તેની આ મૂર્છા. હવે ચિરસ્થાયિ હોય તો તે ઠીકજ છે. ફેર વિચાર કર્યો; એમ કેમ? આ જીવનમાં એનાથી પણ અધિક બીજી કેટલીક વાસનાઓ પણ હશે; એ સમયે પાણીની અંજલી છાંટવાને માટે ગયો ત્યારે તેણે જોયુ કે કમલિની પોતે ચૈતન્યનાં લક્ષણ બતાવી રહી છે, એ સમયે તે ત્યાંથી હઠીને એ ઘરની બીજી બાજુપર જે કોચ બિછાવેલો હતો. તેનાપર જઇને બેશી ગયો. કમલિનીને મૂર્છા છુટી. તે એક લાંબો સ્વાસ લઇને બેઠી થઇ. કાંઈ ક્ષણ બાદ ધીરે ધીરે તે મકાનની બહાર ચાલી ગઈ;—

બહાર એક બીજી સ્ત્રિ ત્હેની અપેક્ષા કરી રહી હતી. તે માધી છે. માધીની પાસે આવીને કમલિનીએ કહ્યું;—માધી, આશા તો જતી રહી; હવે કેમ જીવવું?

માધીએ કહ્યું;—"મોટી બ્હેન ડર કેવો છે? આશા પણ શું કદી છુટે છે? જ્યાં સુધી માધી છે. ત્યાં સુધી આશા છે."

"હવે ઉપાય શો છે?"

ઉપાય છે;—હવે આ છેલ્લો ઉપાય છે. તે કાલે ત્હમને કહીશ. માધી ત્હેનો હાથ પકડીને ત્હેને પોતાની સાથે લઈ ગઇ.



# પ્રકરણ ૧૫ મું.

## કમલિનીના પત્રો.




વારના વ્હેલાં યોગેન્દ્ર ઘરની પાસેના રાજ પંથ ઉપર ફરી રહ્યો છે. આખી રાત્રી ત્હેને ઉંઘ આવી નથી. આંખો લાલ લાલ ઉન્મત્તની માફક સ્થિર થઇ ગઈ છે. શરીર બળ હિન્ન અને દૂબળુ પાતળુ માલૂમ પડે છે. ચ્હેરાપર સ્યાહી પડી ગઇ છે. તે શોચે છે. "શું ભયાનક વાત છે?" હરગોવિંદનુ ખુન કરીશજ વળી ફેર વિચારે છે; હરગોવિંદનુ કેમ? વિનિ વિશ્વાસ ઘાતીની છે ત્હેનેજ મારીશ વળી શોચ કરે છે. કે હવે જો માણના લોહીથી હાથ રંગવા હોય અને એમ છે તો બંન્નેને કેમ નહિ મારૂં? "ફેર વિચાર કરે છે" તે બંન્ને પાપી છે. કિંન્તુ હું શિક્ષા દેવા વાળો કોણ? તેઓના પાપની શાન્તિની વ્યવસ્થાતો છે. કિંન્તુ મ્હને એમાં કાંઈ અધિકાર નથી. ત્યારે હું કેમ કલંકિત થાઉ? હુજ કેમ દુનિયાંથી છુટો ન થાઊ? મ્હારા માટે આ સંસારમાં સુખ નથી, ત્યારે કેમ નરહત્યા કરીને પોતાના નામને અંનત કાળને માટે હત્યારા નીશ્રેણીમાં મૂકી દઊ?—વળી વિચાર કરે છે. ત્યારે આ યાતના જશે કેવી રીતે, મૃત્યુ એજ મ્હારા છુટકારાનો ઉપાય છે. હું મરીશ નહિ. મારવાથી પણ આ આગતો નહિ બુઝાય. હવે અફસોસ કરે છે. મરતો ખરોજ

પણ આજે ચિંતા છે. પણુ જે વાતને મેં છોડી દીધી એ વાતનુ પ્રયોજન શું ? હવે મને દગો કરવાને કારણુ તે પરાયી થઇ ગઈ છે. અરે ? નહિ. નહિ. એ ચિંન્તા મ્હારા મરવા પછી પણુ મારા આત્માની સાથેજ રહેશે.

હસ્રત કલેજાકીગા મૈ અપને દિલકા ઇજતરાબ.

બાદ મુર્દન ભી ફિરેગી. રૂહ ગભરાતી હુઇ.

નહિ એમ નહી બને; એ બંન્નેના જીવતાં આપણે મરવું એ પણુ સુખ ભાવથીજ, તેઓને માર્યા સિવાય તો હુ મરીશજ નહિ. શું જાણે વિઘ્ન આવીને ઉપસ્થિત થયું;–ઠીક આજેને આજેજ બંન્નેને એકી સાથે; વિલંમ્બનુ કારણુ નથી, આજેજ શોચતાં, શોચતાં, યોગેન્દ્રનાથની લાલલાલ આંખો એથી વધારે લાલ થઇ ગઇ. ધારોકે સ્થાન ત્યાગ કરીને બહાર આવવાની ચેષ્ટા કરવા લાગી. બદન કાંપવા લાગ્યું.––રૂવાંટાં ઉભાં થઇ ગયાં. ધારો કે, હત્યા, મૃત્યુ, પાપ પ્રભુતિ દુષ્પ્ર વૃત્તિયો રૂપ ધરીને ત્હેને ચારે બાજુએથી ઘેરીને નાચવા લાગી. ધારો કે કોઇણે આવીને ત્હેના હાથમાં એક તલવાર આપી દીધી. કેટલીક ભયવાન, દેહહિન આકૃતિઓ ધારો કે ત્હેની પાસે, નાચી નાચીને ખુશ ખુશ થતી હસવા લાગી. હવે કોઇ ઉજ્વળ મૂર્તિ ધારો કે, દૂર ઉભી થતી વારે વારે વિનોદિની અને હરગોવિંદ બાબૂનું નામ ઉચ્ચારણુ કરવા લાગી.

યોગેન્દ્ર જે સમયે આવા પ્રકારથી ઉન્મત્ત થઈ રહ્યો હતો એ સમયે એક આદમી એ ધીરે ધીરે ત્હેની પાસે આવીને પોકાર્યો;—યોગેન્દ્ર ? ઉત્તર નહિ—વળી ફેર બોલાવ્યો;–" યોગેન્દ્ર ?"—

યોગેન્દ્રનુ જાગૃત સ્વપ્ન વિટયું;—ત્હેણે બોલાવવાવાળાની તરફ જોયું;—અને જોયુતો હરગોવિંદ બાબૂ છે. યોગેન્દ્રની મૂર્તિ જોઇને

હરગોવિંદ બાબૂ ચમકી ઉઠયા;—યોગેન્દ્રે જવાબ નહિ આપતાં હરગોવિંદ બાબૂ બોલ્યા. એ શુ યોગેન્દ્ર ! ત્હમારા એશા હાલ ?

એ સમયે યોગેન્દ્ર, કાંઇક જુદા ભાવથી કોઇકિ વખત સુધી. હરગોવીંદ બાબૂના ચહેરા તરફ જોઇ રહ્યા; સહસા ઉંચા સ્વરથી બોલ્યા;—

" જાઓ, મ્હારા સામેથી દૂર થઇ જાઓ, મૃત્યુને માટે તૈયાર થાઓ, કુલટા વિનોદિનીને પણ પ્રસ્તુત્ થવાને માટે કહો. "

હરગોવિંદ બાબૂ અજબ થઇ ગયા, દાંતોની સાથે જીભને દબાવતાં બોલ્યા, છટ્ છટ્ યોગેન્દ્ર તું મૂર્ખ થઇ ગયો. ત્હારા મોઢેથી એવી કેવી વાત ? વિનોદિની છટ્.—

ત્યારે યોગેન્દ્ર વજ્ર ગંભીર સ્વરથી બોલ્યો;—ચાલો હઠો મૃત્યુ સ્હામે છે, દૂર થઇ જાઓ.

હરગોવિંદ ઘણીવાર સુધી વિચાર કરતો રહ્યો;—વિચાર્યું કે આ શું ? યોગેન્દ્રનુ મગજ ફરી ગયુ છે, આ સમયે માલૂમ થાય છે કે, યોગેન્દ્રને વિનોદિનીના ચરિત્રમાં સંદેહ થયો છે. કિંન્તુ મ્હારા ઉપર ક્રોધ કેમ ? હવે તો ઘણી વાતો કરવાનો સમય પણ નથી બોલ્યો;—" હું ત્હમને એક વાત કહેવાને આવ્યો હતો. હવે ન સાંભળો તો ન સાંભળો. પરંતુ એક પછી એક આ ચિઠ્ઠીઓ તો વાંચી જાઓ ?—

કમલિનીએ વિનોદિનીને જે પત્રો લખ્યા હતા; તે ચિઠ્ઠીઓનું પડીકું માસ્ટર મહાશયે યોગેન્દ્રના હાથમાં મૂકી દીધું. યોગેન્દ્રે ચિઠ્ઠીઓને દૂર ફેંકી દીધી. હરગોવિંદે વિચાર કર્યો કે આ સમયે વાદાનુવાદ કરવાંમાં અનિષ્ટ થશે. એ તો ઉન્મત્ત થઇ ગયેલો છે. આ વાત

ઘરનાં કોઇ પણ નથી જાણતાં—જાણત તો મ્હારી સાથે કોઇ પણ અવશ્ય કોઇને કોઇ આવત અને મ્હને ત્હેની ખબર મળી હોત. હવે હું કોઇને આ વાત નહિ કહું. કહેવાથી કેવળ ગરબડ વધશે તેને છોડી જવું તે પણ ઠીક નથી. અને મારે તેની સામે રહેવું તે પણ ઠીક નથી, એમ વિચાર કરતાં માસ્ટર મહાશય યોગેન્દ્ર નાથની પાસેથી ચાલ્યા ગયા. અને યોગેન્દ્રે ત્હેની તરફ જોયુ પણ નહિ.

યોગેન્દ્ર નાથની પાછળ એક દિવાલ પડતી હતી. હરગોવિંદ બાબૂ તે દિવાલની આડમાં જઇ ઉભા થઇ ગયા. એ દિવાલમાં એક ફાટ હતી, તેની અંદરથી હરગોવીંદ બાબૂ યોગેન્દ્રનો ભાવ જોવા લાગ્યા.

ઘણીવાર પછી યોગેન્દ્રે પાછુ ફરીને જોયુ તો રસ્તો જન શુન્ય છે.

ત્યારે યોગેન્દ્ર માથાપર હાથ દઇને, ઘણીવાર સુધી અહીં તહીં જોઈ રહ્યો. તે જ્યાં ચિઠ્ઠીઓનુ પડીકુ પડયુ હતું. તેની તરફ દસ બાર વખત ત્યાં આવ્યો ગયો. વિચાર કર્યો કે આ શું? મેં દેખ્યુ કે નહિ. જણાઇ આવે છે કે આમાં વિનોદિનીની ચર્ચા કંઇ નહોય ઠીક એમ જોતાં પણ કોઇને કોઇ ઉપકાર થઈ શકે. હજુ પણ દોશ છે. ન જોતાં પણ ધારો કે કોઇનું અનિષ્ટ થઇ જાય, ચિઠ્ઠીઓને ધીરે ધીરે હાથમાં લઇ યોગેન્દ્ર વિચારવા લાગ્યો; વાંચુ કે ન વાંચું ? એમ વિચારતાં વિચારતાં. ત્હેણે જાણ્યા વગરજ તે ચિઠ્ઠીઓના પડીકાને ખોલી દીધું. એ સમયે શોચતાં વિચારતાં. યોગેન્દ્રે ચિઠ્ઠીઓની પ્રતિ દષ્ટિ કરી "યોગેન્દ્ર ?" એ શબ્દ લખેલો જોયો; જોયુતો ચિઠ્ઠીઓ કમલિનીના હાથની લખેલી છે. હવે ચિઠ્ઠી વાંચ્યા વગર રહેવાયુ નહિ એટલે ત્હેમાંથી એક ચિઠ્ઠી વાંચવા લાગ્યો.

વિનોદિની ?

હુ કલકત્તે આવતાંજ યોગેન્દ્રની મુલાકાત માટે ગઇ હતી. તેને મુકામપર જોયો નહિ. ત્હેના મકાનની એકદાસીની સાથે વાત ચીત થઇ. હવે હું સમજી શકી છું. કે ત્હેણે આ વખતે ત્હમને કેમ એક પણ પત્ર નહિ લખ્યો. મેં જે જે સાંભળ્યું છે. ત્હેનાથી બોધ થાય છે. કે યોગેન્દ્રનુ ભાગ્ય મંદ થઈ ગયુ છે. યોગેન્દ્ર તરફ ત્હમે જેજે. માયા જોડી રાખી છે. તે તે માયા પ્રેમ યોગેન્દ્રનાં હવે તમારા ઉપર નથી; ત્હમે એને માટે ચિંન્તા કરશો નહિ. તું સાંભળીને ઉદાશ થઇશ એનાથી મેં નિશ્ચય કર્યો હતો. કે આ વાત ત્હને નહિ કહું. ફેર અન્તમાં મેં વિચાર કરી જોયું તો. તું ત્હેને કંઈક પ્રતિવિધાન કરી શકે છે. જે હોય તે ભય જેવું નથી. હું જલદી યોગેન્દ્રને ઘેર લઇ આવવાનો બંદોબસ્ત કરી રહી છું. ઇતિ.

કમલિની.

યોગેન્દ્રના શીરપર ચક્કર આવી ગયા. ચિઠ્ઠી. ત્હેના હાથમાંથી સરી પડી. તે ત્યાં હતાશ થઇને બેશી રહ્યો, આકાશની તરફ નજર કરીને હાથ જોડીને બોલ્યો;—

“ હે દયામય ? ત્હમારા શિરપર જે અપરિસીમ જગત છે. ત્હેમાંનો હું એક ક્ષુદ્ર રેતીનો કણ છું. વિધાતા ત્હમે જાણો છો કે. મારી શાન્તિ નષ્ટકરવાને માટે કેવો કાન્ડ થઈ રહ્યો છે; હે જગદીશ બોલો. હું ક્ષુદ્રારૂપી ક્ષુદ્ર છું. કયા ઉપાયથી ચિત્તને સ્થિર રાખી. આ ભિષણ સમુદ્રને પાર કરી જાઊં ? કૃપામય ? મને બળ આપો; બુદ્ધિ આપો. આવ્યાપારનાં રહસ્યો જાણવાની દરકાની મને ક્ષમતા આપો. ”

હવે યોગેન્દ્રે સ્થિર થતાં બીજો એક પત્ર ખોલ્યો. અને વાંચ્યો.

“ પ્રિય ભગિની ? ”

ત્હમને પહેલાંજ કહી ચુકી છું. કે યોગેન્દ્ર નાથને સ્વભાવ મંદ થઈ ગયો છે. એક કલંકકિન્ત કામિનીના ફંદમાં પડીને સર્વ કંઈ ભૂલી ગયો છે. વાંચવું. લખવું એ તો નામ માત્રજ છે કોલેજમાં ટાઇમસર જતો નથી. ઘર, માત્ર લોકોને બતાવવાને માટેજ રાખ્યું છે. ત્યાં પણ સાંજે તો રહેતોજ નથી સાંભળ્યું. છે કે તેની આ નવી રાણી ઘણીજ ખરાબ છે. ત્હમે તેને માટે ચિંતા ન કરશો કેટલા એક લોક એમ કરે છે. પણ આખરે સુધરી જાય છે. યોગેન્દ્રના ઘેર આવ્યા બાદ જે કંઇ બનશે તે હુ તમને લખી જણાવીશ. ઇતિ.

**કમલીની.**

એ સમયે યોગેન્દ્ર ચક્રમની માફક ઉઠી ઉભો થઈ ગયો અને બોલ્યો;—“ કોણ જાણતું હતું ?—કોણ જાણતું હતું કે. બીજાનો સર્વ નાશ કરવાને માટે મનુષ્ય આટલો ઉદ્યોગ કરી શકે છે. કમલિની ?—કલંકિની ?—સર્વ નાશીની કમલિની ? શું ત્હારૂ આ કામ છે. ક્ષુદ્ર પ્રવૃત્તિને વશ થઇ તું સર્વ નાશ કરવાને બેઠી છે ? અરે ? ત્રણ જણ નિરપરાધ વ્યક્તિઓનાં શાન્તિ, સુખ, આશા અને જીવન નોધ્વંશ કરે છે. ભગવન્ત્. ત્હમારી સૃષ્ટિનો મર્મ કોણ સ્હમજે ? કમલિની જેવી સાપિણીઓની સૃષ્ટિ કરવામાં હે જગદિશ ? શો લાભ હતો ?—

યોગેન્દ્રે ફેર વિચાર કર્યો;—“ હરગોવિંદ ? હરગોવિંદ ? હરગોવિંદના શા હાલ છે તેણે જે કાલ રાત્રે પોતાની આંખોથી નિર્જનમાં વિનોદિનીની સાથે વાતો કરી જોયું, ત્હેની મીમાંસા ક્યાં છે ? અને આ સર્વ મીમાંસા બતાવી દેશે ત્હેનો નિકટમાં પોતાના જીવનની સ્વાધિનતા સુધી વેચાવાને તૈયાર છું. ”

વળી, એક બીજો પત્ર વાંચવામાં પ્રવૃત્ત થયો.

વિનોદ ?

ગઈ કાલે સ્હવારમાંજ યોગેન્દ્રની સાથે ભેટ થઇ હતી. એ વખતે ત્હેને પૂછી હતી. મેં પણ પૂછી હતી. તેઓને ત્હમારા પત્રો તો સર્વે મળ્યા છે. પરંન્તુ ઉત્તર આપવાનો સમય નથી મળતો.

હવે યોગેન્દ્ર બોલ્યો;

" ધન્ય ત્હમારી ઉદ્ભાવની શક્તિ, ધન્ય ત્હમારા કૌશલ્ય, ઠીક વિનોદિની એ મને પત્ર લખ્યો હતો. કિન્તુ મ્હને મળ્યો નહોતો. ઠીંક આમાં પણ કમલિની અને માધીની ચતુર્યતા છે. " વળી વાંચવા લાગ્યો.—

" ઘેર આવવાની વાત પૂછતા ત્હેને ઘેર આવવાની ઇચ્છા નથી ત્હમે શોચ ન કરશો. હું ત્હેને લીધા વગર ઘેર આવીશ નહિ "ઇતિ.

કમલીની.

એ સમયે યોગેન્દ્રે વિચાર કર્યો. કે વિનોદિની ત્હેને નિયમ પૂર્વક પત્ર લખતી હતી, કિંન્તું તે પોતાને મળ્યો નથી. તેણે વિનોદિનીને જે પત્રો લખ્યા છે. તે પણ વિનોદિનીને મળ્યા નથી. કમલિની અને માધીએ એનુ કારણ છે. ઠીક કમલિની અને માધીએ જે સર્વ વાતો ત્હેને કહી હતી તે સર્વ જુઠ્ઠી અને વિશ્વાસ નહિ કરવા લાયક હતી. આ સમયે આલ્હાદ, દુઃખ, ભય, ક્રોધ, પ્રભૃત્તિ વૃત્તિઓ એ મળીને યોગેન્દ્ર નાથના હ્રદયમાં મોટુ ભારી તોફાન મચાવી દીધું. ત્હેણે તે પત્રોને દૂર ફેંકી દીધા. ત્હેના હ્રદયનો તિક્ષ્ણભાવ ઘણોજ કમી થઇ ગયો. હરગોવિંદે ગૂપચૂપ આ સર્વ હાલ જોયા. તે હવે ધીરે ધીરે યોગેન્દ્રની પાસે આવવા લાગ્યો. યોગેન્દ્ર ત્હેને આવતો જોઇને વ્યસ્તતાની સાથે ત્હેની પાસે ગયો અને બાળકની તરેહ સરલ ભાવથી બોલ્યો.

માસ્ટર મહાષય ?—આપ શિક્ષક, આપ પ્રધાન સુહદ, આપ પ્રવિણ આપ મ્હારા પિતૃ સ્થાનિય છો. હું જાણુતો પણ નથી. અને જાણી શકતો પણ નથી. કે મ્હારા વિરૂદ્ધ કેવી જાળ રચાઈ ગઇ છે. આપ મ્હને માગી આપો. મ્હારામાં સામર્થ્ય નથી કે જે હું આ હકીકતના મુખ્ય ભેદ સુધી પહોંચી શકું આપ મ્હને બતાવો મ્હારી રક્ષા કરો.

હરગોવીંદ બાબૂ યોગેન્દ્રનાથનો હાથ પકડીને બોલ્યાઃ—શુ થયુ છે ?

એ સમયે યોગેન્દ્રે. પહેલેથી સર્વે વાતો તેને કહી સંભળાવી. કલકત્તે જવું, વિનોદિનીની ખબર ન મેળવવાનો ઉદ્વેગ, બિમારી, કમલિની અને માધીનુ આવાગમન, હરગોવિંદ અને વિનોદિનીનુ રાત્રીના વખતે ઓચિંન્તા જોવું. વિનોદિનીપર ચર્ણ પ્રહાર, કમલિનીના પ્રેમની કથા, આજે એ સર્વ પત્રોને વાંચવા, અને પછી સર્વ વાતો વિના સંકોચ યોગેન્દ્રે માસ્ટર મહાષયને સંભળાવવી. એ સર્વ સાંભળી, માસ્ટર મહાષય બોલ્યા;—

" યોગેન્દ્ર ? ત્હમે નિર્બોધ નથી. હવે પણ શું સમજવાને બાકી બાકી રાખશો ? માધી સદાય વિનોદિનીના પત્રો પોસ્ટમાં નાખતી હતી. અને ત્હમારા પત્રો સદાય પોસ્ટમાંથી લઈ આવતી હતી. માધી અને કમલિનીની સોબત હતી તે તો ત્હમો જાણોછોજ ! જુઓ કે ત્હમારો પત્ર વિનોદિનીને કેમ નહિ મળ્યો; અને ત્હમે વિનોદિનીનો પત્ર કેમ નહિ મેળવ્યો; એ સહજ સમજવામાં આવી શકે છે. કમલિનીની અદમ્ય કંદર્પની સ્પૃહાનો સાર એ અનર્થોની જડ એમ પ્રતિત થાય છે. ત્હમારી આંખોમાં વિનોદિનીને વિષતુલ્ય કર્યા વગર અભિષ્ટ સિદ્ધિની સંમ્ભાવના નહિ થાય આ કારણુથી તેણીએ માધીની સાથે ખડચક્ર કરી ઘણીજ ખોટી વાતો કરી છે. સમજો છોને સર્વે જુઠી વાતો છે. વિનોદ જે સમયે તમારો સંવાદ ન મેળવતાં

અધિર થઈ ગઇ હતી. એ સમળે કમયે ત્હેને લખી મોકલ્યું કે તમારૂ ચરિત્ર દુષિત થઇ ગયું છે. ત્હમે સમજી શકશો કે આ હકીકતથી વિનોદિનીને કેટલી યંત્રણા પહોંચી હશે ? એવી હકીકતો કૃમથી નવ નવારૂપમાં આવવા લાગી, ત્હેની લખાવટનો ઢંગ પણ એવોજ હતો કે વિશ્વાસ કર્યા વગર રહેવાય પણ નહિ. એ સમયે તે ક્ષુદ્ર બાલિકા કોઇ ઉપાય ન જોઇને મ્હને સર્વ વૃતાન્ત કહી મારા પગે પડી રોવા લાગી. એ સર્વ પત્રો મ્હને વિનોદિનીએજ આપ્યા હતા. હું કેવા પ્રકારે આ પત્રોની વાતને સાચી જાણીને વિશ્વાસ ન કરી શકયો; જુઓ યોગેન્દ્ર ? હુતો ત્હમારી તરેહ બાળક નથી. હું એક બે પ્રમાણ એકઠાં કરીને સંભવ, અસંભવની વિવેચના કર્યા વગર એકવાર ત્હેનો વિશ્વાસ કરી લઉ નહિ.

યોગેન્દ્ર બોલ્યો;—આપ મ્હારો તિરસ્કાર કરી શકો છો. કિંન્તું જે પ્રકારે કમલિની અને માધીએ મ્હારો સર્વ નાશ કર્યો છે. એ પર વિશ્વાસ ન કરવો એ પણ અસંભવ છે.

માસ્ટર મહાષય બોલ્યા;—એ પછી મેં વિનોદિનીને ઘણીજ સમજાવી પટાવી. અને કહ્યું કે જલદી હુ ત્હને ખરી હકીકત બતાવીશ તે આજ પંદર દિવસની વાત છે; વિનોદિની કેવળ મ્હારી વાસના ભરોસાથી બચી ગઇ નહિ તો હજુ સુધી ત્હમે તેને જોઇ શક્યા નહિ હોત.

ત્હેને ભૂખ નથી, નિંદ્રા નથી; કેવળ રોઇ રોઇને તે દિવસ વિતાડે છે, એ સમયે યોગેન્દ્રની આંખોમાં આંસુ ઝરવા લાગ્યાં. માસ્ટર મહાષય કહેવા લાગ્યા;—

એ બાદ કાલ ત્હમો ઘેર પાછા ફર્યા. તોપણ ત્હેની સાથે તમારી ભેટ થઈ નહિ વિચાર કરો તો યોગેન્દ્ર ત્હેનાથી તમને કેટલું

કષ્ટ થયુ હશે? તેણી એ જ્યારે જોયુ કે રાત્રિના દસ વાગી ગયા છે. તો પણ ત્હમો હજુ તેની પાસે આવ્યા નથી, ત્યારે તેણી એ અહને બોલાવવા મોકલ્યો:—ત્હેની તે મૂર્ત્તિ ત્હેનું એરૂદન પાષાણને પણ દ્રવિભૂત કરી શકે છે.

કહેતાં કહેતાં માસ્ટર મહાષયની આંખો ભીજાઈ ગઇ યોગેન્દ્રની પણ આંખોથી અનર્ગળ જળ ગરવા લાગ્યું;—હરગોવિંદ બાબૂ કહેવા લાગ્યા;—

મેં તેણીને ખાત્રી આપી. આજ ત્હેને કહ્યું છે કે;—પ્રાતઃકાળમાં તમને સારી હકીક્ત આપીશ, સારો સંમ્વાદ હવે શો આપું? ચાલો યોગેન્દ્ર? ત્હમે સાથે સાથેજ ત્હેની પાસે લઇ જાઉ?

એ સમયે યોગેન્દ્રે માસ્ટર મહાષયના ચરણો પકડીને કહ્યું;—આપ મ્હને ક્ષમા કરો મેં ઘણુજ અન્યાયી કાર્ય કર્યું છે; આપે મ્હારો જે ઉપકાર કર્યો છે. ત્હેનો પ્રતિ શોધ થઇ શકતો નથી. આપે મ્હારી વિનોદને આટલા દિવસ સુધી બચાવી રાખી નહિ હોત તો વિનોદ આ દુઃખ મળતાંજ આટલા દિવસ સુધી બચી શકી નહિ હોત.

માસ્ટર મહાષયે યોગેન્દ્રને હાથ પકડીને ઉઠાડયો, અને કહ્યું;—

"ત્હમારો દોષ શો છે? ત્હમોને જે જે વાતો કહેવામાં આવી છે. તેનાથી અવસ્ય ત્હમારા મનમાં સંદેહ થતો હતો, જે હોય તે આ સમયે આવો ચાલો";—

યોગેન્દ્ર બોલ્યો;—ચાલો, કિંન્તુ મ્હારા મનમાં મોટી આ શંકા થાય છે. કાલે મેં વિનોદિનીની સાથે ઘણોજ દુર્વ્યવહાર કર્યો છે,

તેથી અભીમાની વિનોદિની નિશ્ચય ઘણીજ ગુસ્સે થઇ ગઇ છે, ન જાણે અદૃષ્ટમાં શું છે ?—

બંન્ને ઉતાવળા ઉતાવળા ચાલવા લાગ્યા;—જતાં જતાં યોગેન્દ્ર બોલ્યો, માસ્ટર મહાષય ? હું આજથી આ શુભ દીવસોને ચિરસ્મરણીય ( યાદગીરી ) કરવાને માટે પાંચજળ ભિન્ન સ્થાનોમાં પાંચ તલાવ ખોદાવીશ તેનુ નામ રાખીશ. " વિનોદ વાપી " કલકત્તામાં સર્વ સાધારણના વ્યવહારને માટે એક રમ્ય કુવો બનાવીશ, તેનુ નામ " આનન્દકાનન " રાખીશ અને દર વરસ આજથી આ પ્રદેશનાં દિનહિન દંપત્તિયોને નિમંત્રણ કરી નવાં વસ્ત્ર પહેરાવી નહાના પ્રકારનાં ભોજનાદીકની વ્સ્થા કરી દઇશ અને આખો દિવસ તેઓને આનંદમાં ડુબાવી રાખીશ. એ મહોત્સવનુ નામ રાખીશ ? " મિલન મહોત્સવ. "—

માસ્ટર મહાષય મનમાંને મનમાં બોલ્યા;—
" એવો યોગેન્દ્ર પણ શું કદી દુષ્ટ થઇ શકે છે ? "



# પ્રકરણ ૧૬ મું.

## વિષ કે અમૃત.



એજ સ્હવારે અંતઃપુરના એક ભાગમાં બીજા એક પ્રકારનુ કામ જારી હતું. વિનોદિની તે દિવસે કોઇ વિચારમાં અને કોઇ આ લોચનાઓમાં તે મકાનમાં બેઠી. એક ચિઠ્ઠી લખી રહી હતી. એ સમયે ત્યાં માધી આવી તેને જોઇ વિનોદિનીએ પત્ર લખવાનુ બંધ કરી દીધું. વિચાર કર્યો;–ઠીક થયું. માધી દ્વારા એ કાર્ય થઇ શકશે. પૂછ્યું;—માધી? આટલી વહેલી? માધીએ કહ્યું;—વહેલાં ન આવવાથી કંઇ કામ થઇ શકતુ નથી. તું કેમ સુઇ રહી નથી. આ શું. ત્હારી આંખો આટલી બધી લાલ કેમ છે?

વિનોદિનીએ કહ્યું—સુવુએ શી ચીજ છે?

એ સમયે માધી બોલી;—હવે માલૂમ થયુ કે બ્હેન હુ તો પહેલાંજ કહી ચુકી હતી કે જમાઇ બાબૂએ. બીજી એક વિનોદિની મેળવી છે. ગરીબોની વાત રહેતાં રહેતાં મીઠી લાગે છે.

વિનોદિની જરાક વિષાદ ભર્યું હસતાંની સાથે બોલી;—સારૂ " બ્હેન? ત્હમે ચાહે તેમ કહો. પણ સ્વામિનુ સૌભાગ્ય છૂટકા— સિવાય સ્ત્રિઓને ભારી દુ;ખ કોઇ નથી ત્હેની સાક્ષી તમેજ છો. ધારો કે ત્હમે દિવસ રાત જુઓ છે. અને તેના સિવાય બીજી નીમ જાણ શું કે તેને દેખીશકે. અરે એ શું? સિધી સાદી વાત છે? અરે તમે શું ધારો છે? અરે એવા દુઃખથી કેટલાક બાબૂઓની ન્હાની

ન્હાની વહુઓ ઝેર ખાઇને મરીગઈ; અહા? તેઓસોનાની પ્રતિમાઓ હતી. અને ઉમ્મરતો ત્હમારા જેટલીજ હતી, કેમ? ત્હમે ચેટરજી બાબૂની વહુને તો જોઇ હતી ને?

હા, સાંભળ્યું તો છે, કે તે વિષ ખાઇને મરી ગઇ.

હાં, કોઇને કહ્યું નહિ, કોઇએ સાંભળ્યું નહિ. અને ઝેર ખાઇને બેશી રહી તે પછી જ્યારે મરી ગઈ, ત્યારે સર્વેએ જાણ્યું; ત્યારે એમાં શી વાત હતી, એવી વાત કોણ કરે? એવી સ્ત્રિએ પણ એ પ્રકારની આત્મ હત્યા કરી દીધી.

વિનોદિનીએ વિચાર કર્યો; એ કારણથીજ અનુકુળ ચર્ચા ચાલી રહી છે; પોતાનો અભીપ્રાય છુપાવતાં બોલી;—"ધારો કે હદ થઈ ગઈ એ સર્વેનો પણ સાહસ છે; સ્વામી માંદો કેમ પડતો નથી? અને ત્હેના મરવાથી શું?

માધી મનમાંને મનમાં બોલી;—ઠીક તું દુધ પીતી બચી ગઈ બાળક છે? તું આટલી ચાલાક? માધી મનમાંને મનમાં જાણતી હતી કે સ્વામિ પ્રેમનો મહિમા કોઇ જાણે છે તો આ વિનોદિનીજ જાણે છે, તે એમ પણ સમજતી હતી કે. એના અભાવથી વિનોદિની એક દિવસ પણ નહિ બચી શકે,—પ્રકાશમાં બોલી;—"શું જાણે બાઇ?

વિનોદિની ચોકીને બોલી;-ઠીક તો તે સર્વેએ ઝેર લેવા ક્યાં જતી હશે?–સર્વ નાશ—

માધીએ મનમાં વિચાર્યું;—કે હવે આ ઘડી ચાલાકી ચાલશે. માધી ઝેર આપી શકે છે. પ્રકાશમાં બોલી;—એ હું કેવી રીતે કહું? સાંભળ્યું છે કે. કસાઇ લોકને પૈસા આપવાથી મળી શકે છે.

કસાઇ લોકતો ઘણોજ જુલમ કરે છે; વિષ વેચવાની મનાઇ છે થાણુવાળાઓ જાણે તો તેઓને ખૂબ સજા કરે.

માધી હસીને બોલી;—તેઓને ડર શાનો બ્હેન ? સર્વ એવી સાવધાનીથી કામ કરે છે કે કોઇ જાણી શકે નહિ.

વિનોદિની બોલી;—જેના હાથે લોકો વિષ મંગાવે છે તે જો કદી કહી દેતો. ભાગ ફોડ થઈ જાય.

" જે લોક વિષ મંગાવે છે. તે કોઈ પક્કા આદમી પાસે મંગાવે છે. "

( આપણે ત્યાં માધી પણ એવીજ પક્કી છે. )

માધી બોલી;—હુ એવી વિશ્વાસી છું ખરી, પણ ભગવાન્ ન કરે ને એવું કામ કરવું પડે.

' કિન્તું માધી ? મને જરાએક વિષ મંગાવી રાખવાની ઇચ્છા છે. "

( એ પણ રાખવા જેવી ચીજ તો છેજ નહિ. )

રાખવાથી ઘણુ એક કામ નિકળી શકે છે. એકને એક દિવસ તે મ્હને ભેટ કરી શકશેજ ત્યારે હું ત્હેને તે વિષ દેખાડીને કહી શકે હવે જો ત્હમે મારા જીવને સંતાપમાં નાખશો તો હુ આ ઝેર ખાઇને મરીશ તે હજાર ઘણું ખોટુ કેમ ન થાય પણ હુ જાણુ છું કે તે ઘણા ડરપોક છે. મનમાં અથવા એમજ હોય તો, એડરથી ખોટો સ્વભાવ છોડી દેશે.

માધી કોઇ વખત બાદ વિચાર કરતાં બોલી;—કહો છો તો સારૂજ પણ એ ચીજ પાસે રાખવા જેવીજ નથી. શું જાણે કે મનમાં શું છે ?

તું શું ગાંડી થઇ ગઇ? હું એવી નથી. માધી; તું ગમે તેમ કર પણ મ્હને થોડુ એક વિષ લાવી આપ.

"નહિ બાઇ? એ અમારૂ કામ નથી."

ત્હારે ડરવાની વાત નથી. હું ત્હને દસ થાન ગવન, અને કંઇક સોનાનું ધરેણુ આપીશ. આવો સારો યોગ કેમ જવાદે છે?

"એ સર્વ ઠીક, પણ હુ ગરીબ આદમી છું."

વિનોદિની બોલી;—માધી? એમ ન કર આનાથી સારો ઉપાય બીજો કોઇ નથી થોડુએક વિષ મ્હારી પાસે રહેવાથી મ્હારાં સર્વ દુઃખ દૂર થઈ જશે. માધી ત્હને શું એવાં કામોમાં વિચાર કરવો જોઇએ?

બ્હેન? ત્હમારે માટે સર્વ કાંઇ કરી શકુ છું. ત્હમે જે વાતો કરી રહ્યાં છો. એના કરતાં જળમાં ડૂબી મરવાનું કહેશો તોપણ હું તૈયાર છું હું એવી નથી કે;—

વિનોદિનીએ વાત કાપીને કહ્યું;—"તુંજજા—તુંજા" એમ કહેતાં વિનોદિનીએ માધીના હાથમાં એક રૂપિયો મૂકી દીધો માધી;— ઠીક—જોઇશ, જોઇશ. એમ કહેતી કહેતી ચાલી ગઇ એ સમયે ડબડબ આંસુથી રોતી રોતી હાથ જોડીને વિનોદિની બોલી;—

"હે કરૂણામય? આ કામમાંથી માધી નિષ્ફળ થઇને પાછી ન આવે. આ જગતમાં મંદ ભાગિનીની શાન્તિ માત્ર વિષમાંજ છે દયામય? જેમાં એ શાન્તિથી હું વંચીતન થાઉ."

વિષ લાવવાને માટે માધીને કસાઈની દુકાન સુધી પણ જવુ ન પડયું, અને કંઇ ચેષ્ટા પણ કરવી પડી નહિ. તે કાંઈ વખત પછી

અહીં તહીં ઘુમીને અડધા કલાક બાદ પાછી આવી, તેને જોઇ વિ-નોદિનીએ ઘણુાજ ઉત્સાહથી તેની પાસે જઇને પૂછ્યું;—" કેમ, શું કર્યું માધી?"

એ સમયે માધીએ ચારે તરફ જોયું, ધીરે ધીરે કપડાની અંદ-રથી એક કેળના પત્તામાં ઢાંકેલું, એ મૃત પાત્રને વિનોદિનીના હાથમાં મૂકી દેતાં કહ્યું.

" કેટલા કષ્ટથી હું તે લાવી છું. એ હું ત્હમને કેવી રીતે કહું. ત્હમારૂ કામ હતું એ કારણુથી મેં એટલુ કષ્ટ સહન કર્યું. એમ ન-હોત તો કદી એવું કરત નહિ. કિન્તું જુઓ બ્હેન, સાવધાન? જેમાંથી મને નુકશાનીમાં ઉતરવુ ન પડે."

વિનોદિનીએ અતુળ સંપત્તિ સમજીને તે પાત્રને હાથમાં લીધુ અને કહ્યું; ભયશો છે? તું શું નથી જાણુતિ?

એ પછી ત્હેણીએ પેટી ખોલી તેની અંદર ઘણુા જયત્નથી તે વિષ પાત્રને રાખી દીધું. અને સાવધાનીની સાથે, પેટીને બંધ કરી ચાવી કમરમાં બાંધી લીધી.

એ સમયે માધીએ કહ્યું;—કોઇ કાંઇ આપે તો થોડુંજ છે? જે કષ્ટથી લાવી છું. ત્હેની હુ શુ વધારે વાત કરૂં?

વિનોદિની હસતાં હસતાં બોલી;—" માધી? યત્ન કરવાથીજ રત્નો મળી શકે છે, એમ કહી વિનોદિની પોતાનાં ઘરેણાંની બોકસ લઈ આવી અને ત્હેનુ તાળુ ખોલી બોલી;—" માધી; બોલ—શું લઇશ?"

માધીએ અલંકારોની શોભા જોઇ લોભથી અસ્થિર થઈ ગઈ અને બોલી;—" શું લઉ?" ( જે ત્હારી ઇચ્છા હોય તે )

એમ કહી વિનોદિનીએ માધીના આગળ તે બોક્સ ખોલીને રાખી દીધી, એ સમયે માધીની ઇચ્છા થઇ કે. તે બોક્સ સમેત સર્વે લઇ લઉ. પરંન્તું. લે કેવી રીતે? ન્હાની બ્હેને એક બોક્સ ઘરેણુ આપ્યું છે. એ તો કોઇ વિશ્વાસ કરેજ નહિ. હવે જેટલુ થોડુ ઘણુ લેવાય, એટલુજ લેવુ ઉચિત છે. એમ વિચાર કરી માધીએ એ છુટા છુટા અલંકારોમાંથી કેટલાક લઇ લીધા. અને એ વારે વારે વિનોદિનીના મોં તરફ જોવા લાગી;—વિચાર કર્યો, જરૂર એ વિરક્ત થઈ ગઇ છે. વિનોદિની બોલી;—વધારે લઈ લ્યોને?

માધીએ કહ્યું;—નહિ નહિ, બ્હેની હું ગરીબ માણસ, હું વધારે લઇને શું કરૂં? એ સમયે માધીના હાથમાં દોઢ હજારનાં ઘરેણાં આવ્યાં હતાં કિન્તું હજુ સુધી લોભ પ્રબળ હતો; પણ લેવું અસમ્ભવ હતું લાંબો શ્વાસ લઇને બોલી;—

નહિ? હવે નહિ. મ્હારી કોઇ ઉમ્મરમાં મેં આટલાં ઘરેણાં જોયાં ન હોતાં.

માધીએ હાથ રોક્યો બોક્સ તરફ એકવાર લાલચ કરી દ્રષ્ટિથી જોયું; વળી એક પગલુ પાછળ હટી. ફેર ભયથી બ્હારે તરફ નજર દોડાવી. તે પછી બોલી;—હમણા આવુ છું બ્હેન? વિષને સાવધાનીથી રાખજો; ખૂબ સાવધાન રહેજો.

વિનોદિનીએ કહ્યું;—"એમાં શું કહેવાનુ હતું ખુબ યત્નથી હું તે રાખીશ"

માધી ચાલી ગઇ,—તે જાણુતી હતી કે તે ઝેર શા કામમાં આવશે? તે શોચકરતી કરતી. સવારમાં વહેલી વિનોદિનીને ઘેર પહોંચી હતી, એમાં એનો જય થયો.

જ્યાં સુધી તે દેખાતી રહી ત્યાં સુધી વિનોદિની ત્હેની તરફ જોતી રહી;--તે નજરથી દુર થઈ ગઇ એટલે વિનોદિની બોલી;— " માધીએ જે ઉપકાર કર્યો છે. તે ઘરેણાંથી ત્હેનો બદલો વળી શક્તો નથી. "

એ સમયે વિનોદિનીએ બોક્સ ખોલી, તે વિષ પાત્રને બહાર કહાડયું; પૃથ્વિપર ઘુંટણીએ પડી બેશી રહી અને હાથમાં વિષ પાત્ર લઈ ઉપકારની—લાગણીથી જોતાં બોલી;—

" હે જગદિશ ? હું આ ક્ષુદ્ર પ્રદિપ આપને આપ બુઝાવું છું. એમાં કોઇ બીજાનો દોશ નથી; દયામય, ત્હમારી દયાની સિમા નથી. ત્હમે મનુષ્ય જીવનને જે પ્રકારે અનંત યાતનાઓમાં ડૂબાવી રહ્યા છો. એ પ્રકારે ઇચ્છા થતાં તેનો અંત કરવાનો ઉપાય પણ માણસના હાથમાં મૂકી દીધો છે, ત્યારે કેમ નહિ, માનવયંત્રણાની સમયે આમહૌષધનુ સેવન કરી શકુ ? "

યોગેન્દ્ર ? દુઃખીનીના હૃદય રત્ન ત્હમે શો વિચાર કરી રાખ્યો છે. કે હું ત્હમારા વગર પણ જીવી શકું ? ચંદ્ર સૂર્ય ન રહે, પૃથ્વિ કક્ષભૃષ્ટ થઇ જાય, મહા સમુદ્ર આવીને જન સ્થાનનો અધિકાર કરીલે, તથાપિએ પ્રાણ ધારો કે બચી જાય, કિંતુ ત્હમને જોયા વગર આ વિનોદિની કેમ બચી શકશે ? શાના માટે શું કરૂં ?—

એ પછી એકુંદ—કુસુમાંગિ, નવિના બાળાએ અમૃતની માફક ઘણુજ ઉત્સાહથી, તે પ્યાલાનુ વિષપાન કરી લીધું;—એ વિષયી રહ્યા પછી વિચાર કર્યો; કે કેટલુ વિષ ખાવાથી માણસ મૃત પ્રાય થઇ શકે છે ? એ તો હું જાણુતી નથી. ફેર ગળામાં કપડુ રાખ્યું; હાથ જોડી કહેવા લાગી;

કૃપામય જગદિશ, એમ કરો કે જેનાથી અભાગિણીના ઉદરમાં જતાંજ આ વિષનું વિષત્વ દૂર ન થઇ શકે. મને ત્હમારા શરણુમાં લ્યો. યોગેન્દ્ર—યોગેન્દ્ર—યોગેન્દ્ર—

## પ્રકરણ ૧૭-૧૮

### યજ્ઞનુ પરિણામ.



જે સમયે હરગોવિંદ બાબૂ અને યોગેન્દ્ર નાથ ખડકીની બહારથી ઘરની અંદર જઇ રહ્યા છે; તે સમયે. તે રસ્તામાં માધી બહાર આવી હતી. આ પૃથ્વિમાં પાપનો ભાર વધારવાને માટે માધી જેવા જીવોનો જન્મ થાય છે. યદ્યપિ સર્વ પાપ કરવું એ એની અભ્યસ્ત વિદ્યાઓ હતી. તથાપિ આ સમયે તે જે કામ કરે છે તે પાપની પરાકાષ્ટા છે. હજુ પણ પાપને પાપથીજ ત્હેનુ હૃદય પાષાણ્વત્ થઇ ગયું છે. તોપણ જે વ્યક્તિ બીજાનાં સુખ અને ઇષ્ટસિદ્ધિઓને માટે જાણી બુઝી કોઇ બીજાના હાથમાં ઝેર આપે છે. એ શુ પાપ કરી શકતિ નથી માધીઆ સમયે વિનોદિનીના નિમિત્ત વિષ લાવી. ને તેને આપ્યું. અને તેના આપેલા અલંકારોને સાવધાનીથી. છુપાવી લઇ જાય છે. એ કારણથી ત્હેનુ મન કંઇ કંઇ આ સંક્તિ થઇ ગયું છે, તેની ચાલ એ કારણથી ડગમગી છે. બદન ત્હેનુ વિબર્ષ છે. દ્રષ્ટિ ત્હેની સંકુચીત છે, સર્વાંગનો ભાવ એ કારણથી ભય ભિત છે. ત્હેને જોઇને યોગેન્દ્રનો ક્રોધ. નવો થઈ ગયો. તે તેની પાસે જઇને બોલ્યો;—

"માધી ? ત્હારૂ મૃત્યુ નિકટ છે."

માધી ચમકી ઉઠી, કાંઈ ઉત્તર નહિ દીધો, યોગેન્દ્રે કહ્યું;—તું શું જાણે છે. તેં કેવો સર્વ નાશ કર્યો છે ? તું સર્વ્ નાશિની છે.

માધિએ વિચાર્યું--સર્વનાશ, અરે એતો સર્વ કંઈ જાણી ગયો છે. સાહસ કરીને બોલી;—"મેં શું કર્યું છે?"

યોગેન્દ્ર ઘણોજ ક્રુદ્ધ સ્વરથી બોલ્યો.

"શું કર્યું છે? અરે જુઠ્ઠી? સર્વનાશિની તેં શું કર્યું છે? તે હવે બતાવુ છું. તુ સ્ત્રિ છે. એમ જાણીને પણ હું ત્હને ક્ષમા નહિ કરૂં."

માધી ભયથી થરથરી ગઇ;--વિચાર કર્યો કે આ સર્વ કંઇ જાણી ગયો છે. જ્યારે જાણી ગયો છે. ત્યારે તે સર્વ કંઇ કરી શકશે. વાત દબાવવાની આશાથી બોલી;--મ્હારો શો દોશ છે? હું શું જાણું?—

ત્યારે યોગેન્દ્ર બોલ્યો;—

"ત્હારા જુઠનો આદી નથી, અંત નથી—તુ શું કાંઇ પણ નથી જાણતી? વિનોદિની એ મ્હને જેજે પત્રો લખ્યા, તે સર્વે મને કેમ નહિ પહોંચ્યા એ શું તું નથી જાણતી? તું નહિ જાણતી હોય તો હવે ત્હારાં હાડકે હાડકાં છુટ્ટાં કરી સમજાવીશ, ત્યારે તું સમજીશ;—

માધી પ્રાય રૂદ્ધ કંઠથી બોલી;—

મેં શું પોતાની ઇચ્છાથી કર્યું;--મ્હોટી બ્હેન?—

યોગેન્દ્ર હજુ પણ ક્રોધથી બોલ્યો?—

"વળી પણ જુઠ--જુઠને જુઠજ? ત્હારી મોટી બ્હેનમાં એટલી દુષ્ટ બુદ્ધિ નથી. હું ત્હારો સર્વ નાશ કરીશ ત્યારે છોડીશ."

એ સમયે માધી રોઇ પડી, રોતાં રોતાં બોલી;—હું તો એમ સમજતી હતી કે કોઇ બીજાનુ કાંઇ નહિ થઈ શકે. હું ત્યાં ગઇ એ કારણથીજ હું મારી જાઉ છું. યોગેન્દ્રે કહ્યું;—

ત્હારા જેવાં ભયંકર માણસો આ પૃથ્વિમાં બીજાં કોઇ નથી. હેં.

તેંજ મ્હને પોતાના મોંઢેથી કહ્યું હતું. કે વિનોદિની હસે છે. અને માસ્ટર મહાષય ત્હેના પ્રાણ વલ્લભ છે. ત્હારા આ મોંઢાના સો સો ટુકડા કરી દઇશ. અને ત્હારી દેહ કૂતરાઓની પાસે ચુંથાવીશ.

એ સમયે હરગોવિંદ બાબૂએ કહ્યું; " માધી; ત્હારા માટે જગતમાં એવી કોઈ સજા નથી કે ત્હારા માટે બસ હોય. "

ત્યારે માધીએ જોયુ કે ત્હેનો સર્વ્વનાશ; ઉપ સ્થિત થઇ રહ્યો છે. એ લોક સર્વ વાત જાણી સાંભળી ચૂકયા છે; એવો કોઇ ઉપાય આ સમયે માધીની નજરમાં નહિ આવ્યો; કે તેનો છુટકારો થાય, ત્હેની હીત હિત બુદ્ધિ લોપ થઇ ગઇ અને બોલી;

"સર્વ ઠીક છે. પણ એ સર્વ મ્હોટી બેનને માટે થયું; તમે તમે લોક મને ક્ષમા કરો, મ્હારો કાંઈ દોશ નથી. મોટી બ્હેન જમાઇબાબૂને માટે. આતુર થઇ ગઇ છે. ત્હેમાં હું શું કરૂં ?"

એમ કહી રોતી રોતી માધી, માસ્ટર મહાષયના ચરણોમાં પડી ગઈ કપડાંની અંદર જે સર્વે ધરેણાં હતાં. ત્હેનુ ધ્યાન માધીના મનથી જતુ રહ્યું. ધરેણાં બહાર સરી પડયાં; યોગેન્દ્રે જોતાંજ ઓળખી લીધાં કે એ વિનોદિનીનાં છેક ગભરાતાં પૂછ્યું;—આ શું છે માધી ! આ હવે કોના સર્વ નાશનુ ફળ છે ?

ત્યારેં માધીએ જાણ્યું; કે મ્હારી કિસ્મત એકવાર તો ફુટી ગયલીજ છે; ધરેણાં મ્હારા હાથ કેવી રીતે લાગ્યાં ? તેનુ અનુસંધાન કરવાથી જાણી જશે કે ન્હાની બ્હેને આપેલાં છે. ન્હાની બ્હેને કેમ આપ્યાં ? તેનો પત્તો લગાડતાં પણ તે જાણી જશે કે મેં તેને વિષ લાવી આપ્યું છે.

ત્યારે તે માસ્ટર મહાષયના પગ છોડી ઉઠી અને બોલી;—

" મ્હારા પાપની સીમાનથી; મ્હારી કિસ્મતમાં આગ લાગી છે, ત્હમારી જેમ ખુશી હોય તેમ કરો;—"

એ સમયે ઘરની અંદર તુમુલ ક્રુન્દન ધ્વનિ જણાયો, ગરબડ સાંભળી હરગોવિંદ બાબૂ અને યોગેન્દ્રનાથ. ઘરની અંદર ગયા; માધી અલંકાર ત્યાં ફેંકી દઇને ચાલી ગઈ. એ દિવસે સંધ્યા સમયે પાડોશીયાએ જોયું તો માધીની લાસ રાયમહાષયોના તળાવમાં ઉતરી પડીછે.

## પ્રકરણ ૧૯ મું.

### અપૂર્વ મિલન.



માસ્ટર મહાષય: અને યોગેન્દ્ર બાબૂએ ઘરની અંદર જઇને જોયુ તો વિનોદિનીના મોટો વિષણ ક્રુન્દન ધ્વનિ ઉઠી રહ્યો છે. માસ્ટર મહાષયે ડરની સાથે કહ્યું;—" કેવો સર્વનાશ ? "

યોગેન્દ્રે કહ્યું;—માલૂમ થાય છે જે મ્હને દગો દઈ વિનોદિની ભાગી જવા ધારે છે;—નિર્બોધ ?—તે ક્યાં જશે ?—

એ લોકોએ સંજ્ઞા શુન્યની માફક વિનોદિનીના મકાનમાં પ્રવેશ કર્યો; જોયુ તો ત્યાં સર્વનાશજ છે; વિનોદિની જમીન ઉપર સુઇ રહેલી છે. ત્હેને ચારે તરફથી ઘેરીને તેની માતા અને ગામની કેટલીક સ્ત્રિઓ આર્તનાદ કરી રહી છે; તેઓના અંદર આવતોજ તે ક્રુન્દન ધ્વનિસો ઘણો વધી ગયો; વિનોદિનીની માતા પછાડખાઇને ભોંયપર પડી ગઈ અને બોલી. " યોગીન-બાબા ? મ્હારી વિનીએ ઝેહેર ખાધુ છે. "

ત્યારે યોગેન્દ્રની આંખોમાં જળ બિંદુ પણ નહિ હતાં, તેની મૂર્તિ. ચૈતન્યહિન્ન મનુષ્યની માફક વિકળ હતી; ત્હેનાં નેત્ર કેજવળ સ્થિર અને આયાત હતાં, યોગેન્દ્રનુ નામ વિનોદિનીના કાનો સુધી

પહોંચ્યું. વિનોદિનીએ એકવાર ચારે તરફ નજર ફેરવીને જોયું. એ સમયે કળથી ફેરવેલી પુતળીની માફક ધીરે ધીરે યોગેન્દ્રનાથ વિનોદિનીને અડકીને બેઠો. એ સમયે. વિનોદિનીના એ મુકુલિત નેત્રોની સાથે યોગેન્દ્રનાથના એ સ્થિર નેત્રોનુ મીલન થયું. ત્યારે વિનોદિની એ બંન્ને હાથ પસારીને યોગેન્દ્રના બંન્ને પગોને પકડયા. એ સમયે ત્હેનુ મૃત્યુ પિડીત. વદન છતાં હાસ્યની જ્યોતિ દેખાઇ પડી.

માસ્ટર મહાષય, વિનોદિનીની માતાનો હાથ પકડીને તેને બહાર લાવ્યા; અને પુરનારિઓને બહાર આવવાનુ કહ્યું; અને સર્વ કોઇને શોર બકોર કમી કરવાનુ કહ્યું.

એ સમયે વિનોદિની એ કહ્યું;—મને ક્ષમા કરો.

યોગેન્દ્રનાથ બોલ્યો;—તું આમ કેમ! આવી દુર્મતિ કેવી?—શું મ્હને દગોદઇ જવાને ચ્હાય છે!

વિનોદિની આંખો મંદ કરીને બોલી;—છટ્—ત્હમે લોક ઘણા દગા બાજ છો. " નહિ. ત્હારો યોગેન્દ્ર દગાબાજ નથી."

યોગેન્દ્રે ત્હેને અતિ સંક્ષેપમાં સમસ્ત ઘટના સમજાવા દીધી સાંભળી વિનોદિનીની આંખોમાં આંસુ ગરવા લાગ્યાં;—

યોગેન્દ્ર બોલ્યો;—" રૂવે છે કેમ ? "

વિનોદિનીએ રોતાં રોતાં કહ્યું;—" એક કલાક પહેલાં કોઇ મને આ સર્વ વાતોથી વંચિત કરત તો. હું મ્હારૂ આ પોતાનુ રત્ન કદી છોડત નહિ. કિન્તુ હવે આ સમયે તો બચવાનો કાંઇ ઉપાય નથી.

છોડીશ કેમ વિનોદ?—" હવે. જો ત્હારા બચવાનો ઉપાય નથી તો મ્હારે મરવાનો તો ઉપાય છેજ."

એ સમયે વિનોદીનીએ સજળ નયનથી. યોગન્નેદ્રા હસ્ત ધારણ કરીને કહ્યું;—છટ્ એ વાત મનમાં પણ ન લાવવી. ત્હમારા જીવતાં રહેવાથી આ સંસારને ઘણોજ ઉપકાર થશે.

યોગેન્દ્ર બોલ્યો;—એમાં મ્હને શું ?—

ત્યારે વિનોદિની એ કહ્યું;—યોગેન્દ્ર હવે મ્હારા મરવાનો કાંઇ વિલંબ નથી. મ્હારો યોગીન્ તે મ્હારોજ છે. એમ જાણીને મ્હારૂં મરવું. પણ સુખ કર થઈ ગયું. ઠીક પણ હવે એવી વાત પહેલાં જાણતતો. મરવાની કદી વાત મનમાં લાવત નહિ.—જગદિશ્વર.

સુંદરી ઘણીવાર સુધી ચૂપ રહી, ફેર રોતાં રોતાં બોલી; મને વાત કહેવામાં ઘણુજ કષ્ટ થાય છે. પોતાના યોગેન્દ્રની સાથે વાત કરી શકતી નથી. કરી શકીશ નહિ ? ઓ;—યોગેન્દ્ર ?—

એ સમયે યોગેન્દ્રે. વિનોદિનીનુ મસ્તક પોતાની સાથળ ઉપર રાખ્યું. અને ત્હેના ઠંડા હોઠોની ચુમીલેતાં કહ્યું;—" દુઃખ એ શું છે. તેનો શેષ નથી સંસારની તરફ જોઈ શું તો. એ પાપનો પુળો છે. ત્યાં પોતાનુ પરાયું કાંઇ નથી. કેવળ.સ્વાર્થિજ દુનિયા છે. આ વખતે જે રાજ્યમાં જઇશ ત્યાં હિંસા નથી, શત્રુતા નથી. ત્યારે પછી ભય કેવો ?—

ત્યારે વિનોદિનીએ ઉપર આકાશ તરફ દૃષ્ટિ કરીને કહ્યું;—" પરમેશ્વર ? જેના માટે અમારો બંન્નેનો આ વિચ્છેદ થયો છે. ત્હેને આનુ પાપ લગાડશો નહિ. "

વિનોદિની ચૂપ થઇ ગઇ; તે યોગેન્દ્રના મુખ તરફ જોતી રહી ત્હેની આંખોમાંથી આંસુ ગરતાં યોગેન્દ્રની જંઘા ભીંજાવા લાગી; યોગેન્દ્રની આંખોમાં હજુ પણ જળ નહિ હતું. એ વિનોદિની, તેની તેજ વિનોદિની તેની છાતી સરસી પડી રોઇ રહી છે. મૃત્યુએ આવીને તે નવિનાના જીવનને પ્રાય. ગ્રહણ કર્યું છે, યોગેન્દ્રનાથ સર્વ કંઇ સમજી શકે છે. કિંન્તુ રોતો નથી અને કાંઇ ક્રોધ પણ નથી. કિંન્તું ત્યાં તેની મુર્તિ કેવી ભયાનક થઇ રહી છે. તેની તરફ જોતાં ખાત્રી થાય છે. કે એ પ્રાણુહીન દેહ બેઠેલી છે. ત્હેનાં નેત્રો મુડદાની માફક સ્વેત અને નિષ્પ્રભ થઈ રહ્યાં છે. તેની દેહ શબની માફક

કદીનુ અને અવશ થઇ ગય! છે.

યોગેન્દ્રે જોયું; તો વિનોદિનીની જીવન લીલાનુ અવસાન થવામાં વિલંબ નથી વિનોદિનીને એકવાર વાત કરવાની ચેષ્ટા કરી કિંન્તુ તે સારી રીતે હેના મોઢાથી વાત બહાર નિકળી નહિ એ સમયે હેણે પોતાનો શક્તિ શુન્ય હાથ ઉઠાવ્યો; તે હાથ યોગેન્દ્રના કંઠમાં લાગ્યો, એ સમયે યોગેન્દ્રના હાથથી વિનોદિનીનો હાથ લપટાઇને, તેની છાતીપર પડી રહ્યો; અને વિનોદિનીના મુખપર મૃત્યુનાં ચિન્હ પ્રગટ થવા લાગ્યા, ધીરે ધીરે મોઢામાંથી એક સ્ફુટ વાત નિકળી તે વાત એ હતી —“ યો—ગી— ”

આ જગતમાં તે પતિગત પ્રાણા સાધ્વિ વિનોદિની બીજી કાંઈ વાત કહી શકી નહિ.

મૃતાની છાતીપર પડેલી વ્યક્તિએ એકવાર પોતાનુ મસ્તક ઉઠાવ્યું–ને એક વાત કહેવાનો પ્રયત્ન કર્યો. કિંન્તુ વાત ન નિકળી. જરાએક અપરિસ્ફુટ ધ્વનિ માત્ર સાંભળવામાં આવી

આ જગતમાં પછીએ નિષ્કલંક દેહમાં સંજ્ઞા આવી નહિ.

કાંઈ વખત બાદ હરગોવિંદ બાબૂએ મકાનમાં આવ્યા. શું જુએ જોયું. એ બંન્ને પ્રેમ મય પક્ષિઓ ઉડી ગયાં છે. તેઓની દેહ માત્ર પડી રહી છે. સંસારની પ્રબળ વ્યાધિનાં માર્યાં તે બેસુ કુમાંર કુસુમ વૃન્તચ્યુત થઈ ભૂમિ ઉપર ગરી પડયાં છે. હરગોવિંદ બાબૂ એ બંન્ને પ્રેમ વ્રત્તલિકાઓ તરફ જોતા ચૂપચાપ રોવા લાગ્યા.

એ સમયે, વિકટ વેશા આલૂલાયિત કુંન્તલા કમલિની ઉન્માદીનીની માફક દોડતી ત્યાં આવી. કોઇ વખત પછી તે કલેશીનીએ સ્થિર દષ્ટિથી પોતાની કિર્તિ જોઇ તદનંન્તર વિરટ હાસ્ય કરી તાળી વગાડતાં બોલી;—

“ યોગેન્દ્ર ?—”

રાય સેકોનો આ સોનાનો સંસારક્ષણ ભરમાં રાખ થઈ ગયો.

ૐ શાન્તિ. — શાન્તિ. — શાન્તિ.

સમાપ્ત.

